# ગુજરાત પ્રાંતની સામાન્ય

# ભૂગોળ.

ગુજરાતી પ્રાથમિક ત્રીજા ધોરણના
ઉપયોગ માટે.

કર્તા
નાથાલાલ રણછોડદાસ માસ્તર.

પ્રસિદ્ધ કર્તા,
નારણલાલ મોતીલાલ બુકસેલર
રીલીફરોડ—અમદાવાદ.



આવૃત્તિ ૨ જી. સને ૧૯૨૨. પ્રત [illegible]૦૦૦

શ્રી "પ્રજાહિતાર્થ મુદ્રાલય" પ્રેસમાં
પટેલ ડાહ્યાભાઈ દલપતરામે છાપી.
ઠે. શાહપુર નવી પોળ—અમદાવાદ.

કીંમત ચાર આના.

# ગુજરાત પ્રાંતની સામાન્ય ભૂગોળ.

ગુજરાતી પ્રાથમિક ત્રીજા ધોરણના
ઉપયોગ માટે.

કર્ત્તા
નાથાલાલ રણછોડદાસ માસ્તર

છપાવી પ્રસિદ્ધ કર્ત્તા,
નારણલાલ મોતીલાલ બુકસેલર.
રીચીરોડ—અમદાવાદ.

આવૃત્તિ ૨૭. ] પ્રત ૩૦૦૦ [ સને ૧૯૨૨.



અમદાવાદ—શાહાપુર નવીપોળમાં શ્રી "પ્રજાહિતાર્થ મુદ્રાલય" પ્રેસમાં પટેલ ડાહ્યાભાઇ દલપતરામે છાપી.

કીંમત ચાર આના.

# પ્રસ્તાવના



---

ત્રીજા ધોરણના વિદ્યાર્થીઓને ગુજરાત પ્રાંતની ભૂગોળ શિખવવાની છે ભૂગોળવિદ્યાનાં મૂળતત્વોમાં મુખ્ય મુખ્ય સાર એટલે મોટી મોટી હકીકત આપેલી છે. આ પ્રાંતના બાળકોને આ પ્રાંતનું વિશેષ જ્ઞાન થાય એ હેતુથી દરેક જીલ્લાવાર તેમ એજન્સીવાર સામાન્ય ભૂગોળના જ્ઞાન સાથે આ ભૂગોળમાં રાજકીય સંબંધ તેમ ઔદ્યોગિક સંબંધ પણ જોડેલો છે. વિદ્યાર્થીઓને વિશેષ અનુકુળ પડે માટે ઉપર સિવાયની બીજી કેટલીક હકીકત પણ આમાં બતાવેલી છે. જેમકે આબોહવા, જનાવર, વેપારનાં સાધનો લોકોના ધર્મો ભાષાઓ, વનસ્પતિ, ખેતી, ધંધો અને નિકાશ માલ વિગેરે જીલ્લાઓ તેમજ એજન્સિવાર અને એકત્ર આપેલા છે પ્રશ્નોત્તરમાળા પણ આપેલી છે એકંદરે બાળકોને આ પ્રાંતનું વિશેષ જ્ઞાન મળે તે હેતુ ધ્યાનમાં લઈ આ ભૂગોળ બનાવેલી છે તે જો વિદ્યાર્થીઓને અનુકુળ આવશે તો મારો શ્રમ સફળ થયો સમજીશ.

અમદાવાદ
ધનાસુતારની પોળમાં
સોનાની પોળ
તા. ૧૫-૧૧-૨૨.

લી. કર્તા,
નાથાલાલ રણછોડદાસ
માસ્તર.

# ગુજરાત પ્રાંતની સામાન્ય ભૂગોળ.



## દિશાઓ સંબંધી માહિતી.




છોકરાંઓને દિશાઓની માહિતી આપતી વખતે શિક્ષકે બાજુ ઉપર આપી છે તેવી આકૃતિનો ઉપયોગ કરવો કે જેથી કરીને તેમને દિશાઓની સમજણ સારી રીતે થાય.

જે બાજુ તરફ સૂર્ય ઉગે છે, તેને પૂર્વ કે ઉગમણી દિશા કહેછે. જે બાજુ તરફ સૂર્ય આથમે છે, તેને પશ્ચિમ કે આથમણી દિશા કહેછે. પૂર્વ તરફ મ્હોં કરીને ઉભા રહીએ તો ડાબા હાથ તરફની બાજુને ઉત્તર દિશા કહે છે અને જમણા હાથ તરફની દિશાને દક્ષિણ દિશા કહે છે.

પૂર્વ અને દક્ષિણ દિશા વચ્ચેના ખૂણાને અગ્નિકોણ કહે છે.

દક્ષિણ અને પશ્ચિમ દિશા વચ્ચેના ખૂણાને નૈરૃત્યકોણ કહે છે.

પશ્ચિમ અને ઉત્તર દિશા વચ્ચેના ખૂણાને વાયવ્યકોણ કહે છે.

ઉત્તર અને પૂર્વ દિશા વચ્ચેના ખૂણાને ઇશાનકોણ કહે છે.

ચાર મુખ્ય દિશાઓ અને ચાર ખુણાઓ મળી આ દિશાઓ થઇ, તેમાં ઉપરની અને નીચેની એટલે આકાશ તથા પાતાળ તરફની બે દિશાઓ ઉમેરતાં દિશાઓ દશ થઇ

## નકશાની દિશાઓ.




નકશો સરખી રીતે વંચાય એવી રીતે સામો ધર્યો હોય અગર ખીટી ઉપર લટકાવ્યો હોય તો તેની ઉપરની બાજુને ઉત્તર દિશા કહે છે. ને તેની નીચેની બાજુને દક્ષિણ દિશા કહે છે. જોનારના જમણા હાથ તરફની નકશાની બાજુને પૂર્વ, અને ડાબા હાથ તરફની બાજુને પશ્ચિમ દિશા કહે છે.

ટીપ—નકશો બગડે નહિ એવી રીતે ભોંયપર મુકીને શાળાની પ્રથમ બતાવેલી દિશા સાથે નકશાની દિશાઓ મેળવી આપવી અને ફક્ત નકશો ટાંગવાને લીધેજ નકશાની દિશાઓ જુદી રીતે બતાવાય છે તે સમજાવવું.

## જમાનેના વિભાગોની વ્યાખ્યાઓ.

૧ પૃથ્વી ઉપરની કોરી જમીનના પાંચ મોટા ભાગ ઠરાવ્યા છે તેને ખંડ કહે છે.

૨ જમીનનો મોટો ભાગ જેમાં એકજ ભાષા બોલનારા લોકો રહેતા હોય તેને દેશ કહે છે.

૩ દેશના જેટલા ભાગમાં રાજસત્તા પૂરેપૂરી હોય તેને ઇલાકો કહે છે.

૪ ઈલાકાના વિભાગો પાડ્યા હોય તે દરેકને પ્રાંત કહે છે.

૫ પ્રાંતનો નાનો ભાગ જે અંગ્રેજ સરકારનો ખાલસા હોય તેને જીલ્લો કહે છે.

૬ દેશી રાજ્યોના જથા પાડી, તેના ઉપર અંગ્રેજ સરકારની દેખરેખ હોય તેને એજન્સિ કહે છે.

૭ રાજકર્તા જે શહેરમાં રહેતા હોય તેને રાજધાની કહે છે.

૮ જમીનના થોડા ઉંચા ભાગને ટેકરો, તેથી વધારે ઉંચા ભાગને ડુંગર, અને ડુંગરથી ઉંચો હોય તેને પર્વત કહે છે.

૯ તળીએથી જોડાએલા ડુંગરો અને પર્વતોને હાર કહે છે.

૧૦ બે ડુંગરો કે પર્વતોના વચ્ચેના નીચા દેશને ખીણ કહે છે.

૧૧ એક સરખી જમીનમાં ઘણા ગાઉ સુધી રેતી હોય તેને રણ કહે છે.

૧૨ ચારે બાજુએ પાણીથી વીંટાએલા જમીનના ભાગને બેટ કહે છે.

૧૩ જમીનના જે ભાગને ત્રણ બાજુએ દરિયો હોય અને ચોથી બાજુએ જમીન હોય તેને દ્વીપકલ્પ કહે છે.

૧૪ જમીનની અણી લાંબી વધીને સમુદ્રમાં ગયેલી હોય તેને ભૂશિર કહે છે.

૧૫ જે શહેર દરિયા કિનારે આવ્યું હોય અને ત્યાં વહાણો મારફતે માલ અને માણસો ચડતાં ઉતરતાં હોય તેને બંદર કહે છે.

## પાણીના વિભાગોની વ્યાખ્યાઓ.

૧ પૃથ્વી ઉપરના પાણીના પાંચ ભાગ ઠરાવ્યા છે તેને મહાસાગર કહે છે.

૨ મહાસાગર કરતાં ખારા પાણીના નાના ભાગને સમુદ્ર કે દરિયો કહે છે.

૩ સમુદ્રનો ફાંટો લાંબો થઇને જમીનમાં ગએલો હોય તેને અખાત કહે છે.

૪ પહોળા મ્હોડાના અખાતને ઉપસાગર કહે છે.

૫ પાણીનો જે ભાગ ચારે બાજુએ જમીનથી વીંટાએલો હોય અને સરોવરથી નાનું હોય તેને તળાવ કહે છે.

૬ મીઠા પાણીનો પ્રવાહ પર્વતમાંથી નીકળીને ઢળતી જગામાં થઇને સમુદ્ર, સરોવર કે રણને મળે તેને નદી કહે છે.

૭ નદી જે જગાએથી નીકળે તેને મૂળ કહે છે અને જે જગાએ મળે છે તેને મુખ કહે છે.

૮ નાની નદી મોટી નદીને જે જગાએ મળે તેને સંગમ કહે છે.

૯ ખેતરમાં પાણી લઇ જવાને માટે નદીમાંથી ફાંટો ખોદવામાં આવે છે, તેને નહેર કે કેનાલ કહે છે.

૧૦ જે સાંકડો પાણીનો ભાગ પાણીના બે મોટા ભાગને જોડે તેને સામુદ્રધુની કહે છે.

૧૧ સમુદ્રનું પાણી ભરતીની વખત અંદર આવે એવા નદીનાં પહોળાં મુખને ખાડી કહે છે.

૧૨ કિનારા પાસેના સમુદ્રના જે ભાગમાં વહાણો સલામતી સાથે માલ ભરવા અને ખાલી કરવાને લંગરવાર થાય છે, તેને બંદર કહે છે, અને તેવી જગાએ દરિયાના સલામત ભાગને બારૂં કહે છે.

## વિભાગ અને પ્રાંત.

**સવાલ**—તાલુકો કોને કહેવાય ?

**જવાબ**—ઘણાં ગામડાના મળેલા જથાને તાલુકો કહે છે અને તેના ઉપરી અમલદારને મામલતદાર કહે છે.

**સવાલ**—જીલ્લો કોને કહેવાય ?

**જવાબ**—પાંચ છ કે તેથી પણ વધારે તાલુકા એકઠા મળીને જીલ્લો થાય છે. જીલ્લાના ઉપરીને કલેક્ટર કહે છે.

**સવાલ**—વિભાગ કોને કહેવાય ?

**જવાબ**—પાંચ છ કે તેથી વધારે જીલ્લા એકઠા મળીને વિભાગ બને છે તેના ઉપરીને કમિશ્નર કહે છે.

**સવાલ**—એજન્સિ કોને કહેવાય ?

**જવાબ**—કેટલાંક નાનાં મોટાં દેશી રાજ્યો એકઠાં મળીને થએલા જથાને એજન્સિ અને તેના ઉપરીને પોલિટીકલ એજન્ટ કહે છે.

**સવાલ**—પ્રાંત કોને કહેવાય ?

**જવાબ**—પાંચ, છ, કે તેથી વધારે જીલ્લા અને એજન્સિઓ મળીને પ્રાંત બને છે તેના બે વિભાગ હોય છે પ્રાંતના ઉપરીને કમિશ્નર કહે છે.

**સવાલ**—આપણો ગુજરાત પ્રાંત શું શું મળી બનેલો છે ?

**જવાબ**—અમદાવાદ, ખેડા, પંચમહાલ, ભરૂચ ને સુરત એ પાંચ જીલ્લાઓ; મહીકાંઠા; પાલણપુર, સુરત અને કાઠિઆવાડ એ પાંચ એજન્સિઓ તથા ખંભાત સંસ્થાન અને ગાયકવાડનુ વડોદરા રાજ્ય એ બધું મળીને આપણો ગુજરાત પ્રાંત થએલો છે. આપણા પ્રાંતના ઉપરી કમિશ્નર સાહેબ અમદાવાદમાં શાહીબાગમાં રહે છે.

## ગુજરાતના રાજકિય વિભાગ.

**જીલ્લા**—અમદાવાદ, ખેડા, પંચમહાલ, ભરૂચ, સુરત, થાણા,
**એજન્સિઓ**—પાલણપુર, મહીકાંઠા. રેવાકાંઠા, સુરત, પંચમહાલ,
**મોટું રાજ્ય**—વડોદરા રાજ્ય. **મોટી એજન્સિ**—કાઠીઆવાડ
**સંસ્થાન**—ખંભાત.

## અમદાવાદ જીલ્લો.

**તાલુકા**—ઉત્તર દસ્ક્રોઇ, દક્ષિણ દસ્ક્રોઇ, પ્રાંતીજ, વીરમગામ, ધોળકા, ધંધુકા.
**પેટામહાલ**—સાણંદ મોડાસા ને ઘોઘા.
**નદીઓ**—સાબરમતી, હાથમતી, વાત્રક, માજુમ, મેશ્વો, ખારી, ભાદર, ગોમા, નીલકા, ઉતાવળી.

આ જીલ્લાનું મુખ્ય શહેર અમદાવાદ, ઇ. સ. ૧૪૧૨ માં ગુજરાતના સુલતાન અહમદશાહે વસાવ્યું હતું. આખા ગુજરાતની રાજધાનીનું શહેર અમદાવાદ હોવાથી તેને રાજનગર પણ કહે છે. તેમાં જોવા લાયક સ્થળ તે મહાત્મા ગાંધીજીનું સત્યાગ્રહ આશ્રમ છે. આ આશ્રમને કેટલાક તીર્થ સ્થાન કહે છે. જુમામસીદ, કાંકરીઆ તળાવ, દાદાહરીની વાવ, સ્વામીનારાયણનું મંદિર, શાહીબાગ વગેરે ઘણી જગાઓ જોવા લાયક છે. આ શહેરમાં સુતરાઉ કાપડ વણવાની ઘણી મીલો છે, દીવાસળી બનાવવાની પણ બે મીલો છે. શહેર કીનખાબ, રેશમી કાપડ, રેશમી કોરનાં ધોતીઆં અને મીલના સુતરાઉ કાપડના વેપારને માટે પ્રખ્યાત છે, અમદાવાદ રેલવેનું મોટું જંક્શન છે, ત્યાંથી દિલ્હી, મુમ્બાઇ, ધોળકા, પ્રાંતીજ કાઠિઆવાડ તરફ રેલવે જાય છે, તેથી વેપારનો લાભ પણ સારો થાય છે.

## ઉત્તર દસ્ક્રોઇ તાલુકો.

ગામ—અમદાવાદ, ઊંવારસદ, નરોડા ને સરખેજ.
નદીઓ—સાબરમતી, ખારી.
સ્ટેશનો—અમદાવાદ, એલીસ બ્રીજ, સાબરમતી, કાળુપુર, નરોડા, સરખેજ ને મોરૈયા.

## દક્ષિણ દસ્ક્રોઇ તાલુકો.

ગામ—વટવા, કુહા, બારેજા, જેતલપુર, કાસીંદ્રા, હિરાપુર,
નદીઓ—સાબરમતી, ખારી, મેશ્વા.
સ્ટેશનો—બારેજડી, વિંઝોળ, અને વટવા.
કાસીંદ્રા અને હીરાપુરમાં—ગોળ બહુ સારો થાય છે.

## પ્રાંતીજ તાલુકો.

ગામ—પ્રાંતીજ, મોડાસા, ઓરણ, ગાબટ, ધન્સુરા, ચોઇલા ને દહેગામ.
નદીઓ—સાબરમતી, વાત્રક, માજુમ, ખારી.

મોડાસા મહાલમાં ડુંગરો અને જંગલો છે.

અમદાવાદના રહેવાસીઓને વધારે પાણી પૂરૂં પાડવા માટે પહેલાં અહમદશાહ સુલતાને, હાથમતી ઉપર બંધ બંધાવી તેને સાબરમતીમાં વાળી લીધેલી છે.

પ્રાંતીજથી સાબુ પરદેશ ખાતે જાય છે.

## વીરમગામ.

ગામ—વીરમગામ, ઓગણુ, દેત્રોજ, ગોરૈયા, રામપુર સીતાપુર, પાટડી, માંડળ અને ખારાઘોડા.
નદી—નથી, પણ સિદ્ધરાજ જયસિંહની મા મીનળદેવીનું બંધાવેલું મુન્સર તળાવ છે.

સ્ટેશન—વીરમગામ, પાટડી, દેત્રોજ, ખારાઘોડા.

તાલુકદારોનાં ગામ—પાટડી, અને માંડળ.

ખારાઘોડામાં મીઠું પાકે છે.

વીરમગામ તાલુકામાં રૂ પાકે છે.

વીરમગામમાં મામલતદાર અને મુન્સફની કોરટો છે. વસ્તી. ૨૦૭૦૦.

## ધોળકા તાલુકો.

મહાભારતનું વૈરાટ નગર તેજ આ 'ધોળકા.' તે ઘણું પ્રાચીન છે. ત્યાં રૂડ, દાડમ અને જમરૂખ સારાં થાય છે. પણ ધોળકાનાં હવાપાણી ખરાબ છે. આ તાલુકાનો ઘણો ખરો ભાગ તાલુકદારો ( ગરાશીઆ ) નો છે.

ગામ—ધોળકા, બાવળા, ચલોડા, ગાંગડ, બદરખા, વૌઠા.

નદી—નથી. પણ સિદ્ધરાજ જયાસંહની મા મીનળદેવીએ બંધાવેલું મલાવ તળાવ છે.

સ્ટેશનો—ધોળકા અને બાવળા.

ધોળકામાં મામલતદાર તથા મુન્સફની કોરટો છે.

ધોળકા તાલુકાની પશ્ચિમે નળ નામે ખારાં પાણીનું તળાવ છે તેને નળકાંઠો કહે છે.

વસ્તી. ૧૩૫૦૦.

## ધંધુકા તાલુકો.

નદીઓ—ભાદર, ગોમા, નીલકા, ઉતાવળી.

ગામ—ધંધુકા, ધોલેરા, બરવાળા, રાણપુર, ખસ ને ગુંદ

ધંધુકામાં મામલતદારની, મુનસફની તથા કસ્ટમખાતાની ઓફિસો છે.

ધોલેરા—બંદર છે, તેમાં પાણીની બહુ તંગી વેઠવી પડે છે. ખંભાતના અખાતપર છે અને અહીંથી પુષ્કળ રૂ પરદેશ ચઢે છે.

ભીમનાથ નીલકા નદી ઉપર આવેલું છે. ત્યાં દર શ્રાવણ વદી અમાંસ ઉપર મેળો ભરાય છે.

ઘોઘા—એ અગાઉના વખતમાં એક નામીચું બંદર હતું, પણ હાલ તે પડી ભાગ્યું છે. દરિયો પાસે હોવાથી ઉનાળાની રૂતુમાં ઘોઘાની હવા બહુ સારી રહે છે. વસ્તી. ૨૯૦૦.

મોડાસા, સાણંદ, ઘોઘા, એ ત્રણ પેટા મહાલના જુદા જુદા અમલદાર નીમેલા છે. તે દરેકને મહાલકારી કહે છે.

---

## ખેડા જીલ્લો.

આ જીલ્લો મહી અને વાત્રક નદીઓની વચ્ચે તથા ખંભાત સંસ્થાનની ઉત્તરે આવેલો છે. ક્ષેત્રફળ ૧૦૫ ચોરસ મૈલ અને વસ્તી. ૬૯૨૦૦૦ ની છે. તેનો મધ્ય ભાગ ચરોતર કહેવાય છે, તે ઘણોજ ફળ દ્રુપ છે.

નદીઓ—સાબરમતી, મહી, વાત્રક, માજુમ, મેશ્વો ખારી, શેઢી, ને મહોર.

તાલુકા—કપડવંજ, ઠાસરા, આણંદ, નડીઆદ, મહેમદાવાદ, માતર, ને બોરસદ.

## જાણવાલાયક સ્થળો.

કપડવંજ—એમાં કાચ અને સાબુ થાય છે. વસ્તી ૧૩૧૦૦ છે.
લસુંદ્રા—કપડવંજ તાલુકાનું ગામ છે. ત્યાં ઉના પાણીના કુંડછે
આણંદ—રેલવે જંકશન છે. અહીંથી ખંભાત, ગોધરા અને રતલામ ટ્રેન જાય છે. વસ્તી ૧૦૧૦૦.
નડીઆદ—ખેડા જીલ્લાનું મોટું ગામ છે, ત્યાં તમાકુ અને છીંકણી સારી થાય છે અને ત્યાંથી એક ગાડી કપડવંજ તરફ જાય છે. વસ્તી ૨૭૧૦૦.
મહેમદાવાદ—ઈ. સ. ૧૪૭૯ માં મહમદ બેગડાએ વસાવ્યું છે. અહીંથી ખેડે જવાની પાકી સડક છે. ને તે રસ્તામાં મહમુદનો બંધાવેલો આઠ ઓરડાવાળો ભમરીઓ કુવો છે. વસ્તી ૬૩૦૦.
ખેડા—જીલ્લાનું મુખ્ય ગામ છે. તે વાત્રક ને શેઢીના સંગમ પર છે. વસ્તી ૭૪૦૦

## જાત્રાનાં ઠેકાણાં

ડાકોર—ઠાસરા તાલુકાનું તિર્થ સ્થળ છે. ત્યાં રણછોડજીનું ભવ્ય મંદિર હોવાથી માણેકઠારી તથા કારતકી પુનમે મોટા મેળા ભરાય છે. એ સ્ટેશન છે.
વડતાલ—સ્વામીનારાયણનું મોટું મંદીર છે, નડીઆદ તાલુકાનું ગામ છે.

ખેડા જીલ્લાનો મધ્ય ભાગ ચરોતર કહેવાય છે. તેની જમીન કાળી અને ફળદ્રુપ હોવાથી ત્યાં બાજરી, ડાંગર, તુવેર, કોદરા, બાવટો, વરીઆળી, જીરૂ, તમાકુ, કેરીઓ પુષ્કળ થાય છે. માજમ નદીમાંથી અકીકના પત્થર નીકળે છે. તે સાફ કરવા ખંભાત મોકલે છે. ઉસ અને સાજીખાર પુષ્કળ મળે છે, જેથી કપડવંજમાં સાબુ બનાવવામાં આવેછે.

## પંચમહાલ જીલ્લો.

આ જીલ્લો ખેડા જીલ્લાની પૂર્વે એ વિભાગમાં આવેલો છે. રેવાકાંઠા એજન્સીનો થોડો ભાગ તે એ વિભાગને અ-લગજ રાખે છે. વસ્તી લગભગ ૩ા લાખ અને ક્ષેત્રફળ ૧૬૦૦ ચો. મા. નું છે. આ જીલ્લાની અંદર ગોધરા, કાલોલ, હાલોલ, ઝાલોદ ને દાહોદ પાંચ મહાલ આવેલા હોવાથી જીલ્લાનું નામ પણ પંચમહાલ રાખેલું છે.

**પર્વત**—પાવાગઢ.

**તાલુકા**—ગોધરા, દાહોદ ને કાલોલ.

**પેટામહાલ**—ઝાલોદ ને હાલોલ.

**સ્ટેશન**—ગોધરા, દાહોદ, ચાંપાનેર, ડુવા ને જેકોટ.

**નદીઓ**—મહી ને પાનમ.

પાનમ નદી પાવાગઢના ડુંગરમાંથી નીકળી ઉત્તરમાં મહીને મળે છે.

## જાણવા લાયક સ્થળો.

**ગોધરા**—એ જીલ્લાનું મુખ્ય ગામ છે. ને તેમાં ગોધરક નામનું એક તળાવ છે. વસ્તી, ૨૨૧૦૦

**હાલોલ**—મહમુદ બેગડાના વખતમાં હાલુર નામના સુથારે આ ગામની અંદર બાગ બનાવ્યો હતો. તેના નામ-પરથી આ ગામનું નામ હાલોલ પડેલું છે.

**દાહોદ**—ઔરંગઝેબ બાદશાહની જન્મભૂમી છે. અહીં છાબ નામે જુનું તળાવ છે. આ ગામનું ખરૂં નામ દોહાદ છે, કારણ કે અહીં ગુજરાત ને માળવા પ્રાંતની હદ આવી રહેલી છે. વસ્તી. ૮૩૦૦

ચાંપાનેર—વનરાજના મંત્રિ ચાંપા વાણીયાએ વસાવેલું હતું. આ ચાંપાનેર હાલ ખંડેર છે

ટુવા—લસુંદ્રાની માફક ગરમ પાણીના કુંડ છે.

પંચમહાલ જીલ્લામાં ભીલની વસ્તી બહુ છે. તેઓ જંગલમાંથી લાખ વીણી વેચી પોતાનું ગુજરાન ચવાવે છે. પાવાગઢ ઉપર કાળકા માતાનું દહેરૂં છે પંચમહાલ જીલ્લામાં જંગલ ઘણાં હોવાથી હવા સારી રહેતી નથી. મહુડાંનાં ઝાડ પુષ્કળ થાય છે ને તે આખા ગુજરાતમાં પૂરાં પડે છે.

પાક—મકાઇ, ડુંગરાઓથી સીસું લોખંડ ને મેંગેનીઝ નીકળે છે.

## ભરૂચ જીલ્લો.

આ જીલ્લો ખંભાતના અખાત ઉપર અને ખેડા જીલ્લાની દક્ષિણે આવેલો છે. પંચમહાલ કરતાં કંઇ ન્હાનો છે. વસ્તી. ૩૦૬૦૦૦ની છે.

નદીઓ—મહી, ઢાઢર, નર્મદા, કીમ.

તાલુકા—ભરૂચ, વાગરા, આમોદ, જંબુસર, અંકલેશ્વર પેટામહાલ—હાંસોટ.

જાત્રાના ઠેકાણાં—શુકલતીર્થ અને ભાડભુત, તથા કબીરવાડ.

જાણવા લાયક સ્થળો.

ભરૂચ—જીલ્લાનું મુખ્ય શહેર નર્મદા નદીના ઉત્તર કિનારાપર છે, પહેલાં અહીં ભૃગુઋષિનો આશ્રમ હતો, જેથી ભરૂચ નામ પડેલું છે, ભરૂચના ભાર્ગવ બ્રાહ્મણો એ ભૃગુકુળના છે, શહેરની પૂર્વ બળિ રાજાએ કરેલો યજ્ઞ અને ભૃગુઋષિનું દહેરૂં જોવા લાયક છે, વસ્તી ૪૩૪૦૦.

શુક્લતિર્થ—ભરૂચથી ૧૦ માઇલ ઉપર છે. ત્યાં ૐકારેશ્વર મહાદેવનું દહેરૂં છે. શુકલતિર્થની નજીક કબીરવડ છે. તે એટલો બધો ફેલાયલો છે કે તેની ઘટા નીચે ૭૦૦૦ માણસનું લશ્કર સહીસલામત રહી શકે.

અંકલેશ્વર—અહીંથી નાંદોદ સુધી નાના માપની રેલવે જાય છે. ત્યાંથી લાકડા, વાંસ, મીણ, મધ ને કપાસ અત્રે આવે છે. વસ્તી. ૧૧૩૦૦.

ભાડભુત—ભરૂચથી ૮ માઇલપર આવેલું છે. નર્મદા નદીના તીરે છે. ત્યાં ભાડભુતેશ્વર મહાદેવનું મોટું દહેરૂં છે. ને અધિક માસમાં મોટી જાત્રા ભરાય છે.

ટંકારીઆ દેહગામ—જંબુસર તાલુકાનાં બંદર છે. આમોદમાં ચપ્પુ સારાં બને છે.

અંકલેશ્વર, અને ભરૂચ વચ્ચે નર્મદા નદીપર મોટા પુલ છે. ભરૂચમાં રૂની પેદાશ ઘણી છે, ને રેલ્વે સ્ટેશનો પાસે કપાસ લોઢવાનાં પુષ્કળ કારખાનાં છે.

## સુરત જીલ્લો.

આ જીલ્લો ગુજરાતની છેક દક્ષિણે આવેલો છે. તે ભરૂચ જીલ્લાથી સહેજ મોટા છે. વસ્તી ૬૫૪૦૦૦ ની છે. ૧૫૦ વરસપર સુરત નામીચું અને વિશાળ બંદર તથા મોટું વેપારી મથક હતું. યુરોપની જુદી જુદી પ્રજાઓએ વેપારને માટે અહીં કોઠી રાખી હતી.

નદીઓ—તાપી, મીંઢોલા, દમણગંગા, અંબીકા, પુર્ણા, કીમ.

તાલુકા—ચોર્યાસી, ઓલપાડ, માંડવી, બારડોલી, જલાલપુર, વલસાડ, ચીકલી, પારડી.

ડુંઘર—પાનેગાનો.

હવા ખાવાનાં સ્થળ—તિથલ, ડુમસ ને હજીરા.

## જાણવા લાયક સ્થળો.

સુરત—તાપી નદીને કિનારે મુખ્ય શહેર છે. તેમાં ઘણું મીલો છે, રેશમી કાપડ તથા કસબી કામને માટે પ્રખ્યાત છે. વસ્તી ૧૧૯૨૯૯ ની છે. ૧૫૦ વરસ પર સુરત નામીચું વિશાળ અને પ્રખ્યાત બંદર તથા મોટું વેપારી મથક હતું, પણ હમણાં તાપી નદીનું બારૂં પુરાઇ જવાથી આગબોટો અને વહાણો આવી શકતાં નથી. લોકો નાજુક, વીચક્ષણ અને શોખીન છે. સુરતમાં બરફી ને ઘારી સારી બને છે.

વલસાડ—બંદર છે. ઇમારતી લાકડાં, અનાજ, ગોળ ને ઈંટો અહીંથી બહારગામ ખાતે મોકલવામાં આવે છે. વલસાડની પાસે તીથલ દરિયા કિનારાપર હવા ખાવાનું સ્થળ છે. વસ્તી ૧૬૦૦૦ છે.

બહુધાન—તાપીને કિનારે માંડવી તાલુકાનું ગામ છે. બાર વર્ષે સિંહસ્થનું વર્ષ આવે ત્યારે અહીં મોટી જાત્રા ભરાય છે.

રાંદેર—તાપીને કાંઠે સુરત જીલ્લાનું ઘણું જુનું શહેર છે.

ઓરપાડ—બંદર છે. ત્યાંથી ઢોર અને લાકડાં પરદેશ જાય છે.

હજીરા—તાપીને કિનારે ઓરપાડ તાલુકાનું હવા ખાવાનું સ્થળ છે. ત્યાં દીવાદાંડી છે. ગામનું નામ તો દઉ છે પણ ત્યાં વોકચી સાહેબની કબર (હજીરો) છે તેથી તે હજીરા કહેવાય છે.

ડુમસ—સુરતથી ૧૦ માઇલપર સચીન રાજ્યનું ગામ છે. ત્યાં ઉનાળામાં શ્રીમંતો હવા ખાવા આવે છે.

## એજન્સિ.

ઉપર જણાવી ગયા મુજબ અંગ્રેજ સરકારનાં ખાલસા રાજ્ય ( જીલ્લાઓ ) સિવાય, તાબા નીચેનાં દેશી રાજ્યો (એજન્સી ને સંસ્થાનો) છે. દરેક એજન્સી ઉપર દેખરેખ રાખનાર અંગ્રેજી અમલદાર હોય છે તેને પોલિટિકલ એજંટ કહે છે. જો એજન્સી નાની હોય તો તેને લગતા જીલ્લાના કલેકટરને પોલિટિકલ એજંટ તરીકે નીમે છે. એવી નાની એજન્સીઓ સુરત, પંચમહાલ, ખંભાત સંસ્થાન વિગેરે છે, તેના ઉપરીઓ નજીકમાં જીલ્લાના કલેકટરો છે તે આગળ જણાશે મોટી એજન્સીઓને માટે જુદા પોલિટિકલ એજન્ટ નીમેલા હોય છે ને તેમના પર ઉત્તર વિભાગના કમિશ્નર સાહેબની દેખરેખ હોય છે.

પહેલા અને બીજા વર્ગના સંસ્થાનોની બધી સત્તા રાજાઓના હાથમાં હોય છે. તેઓ પોતાની પ્રજાનાં ખૂન બદલ દેહાંત દંડની સજા તેમજ ગમે તેટલી ભારે રકમોના લેણદેણના દાવા પણ ચુકવે છે. અર્થાત રાજા તરીકેની તમામ સત્તા ભોગવી શકે છે. રાજાઓ રાજ્યના કામની સંભાળ રાખવાને પોતાનાથીજ ઉતરતા દરજ્જાનો એક મોટો અમલદાર નીમે છે. તે દીવાન ( પ્રધાન ) કે મુખ્ય કારભારી કહેવાય છે. દીવાન રાજ–આજ્ઞા મુજબ રાજ્યના તમામ કામો પર દેખરેખ રાખે છે અને એજન્સિ તેમજ બીજા રાજાઓ સાથે પત્ર વ્યવહાર પણ કરી શકે છે.

ત્રીજા ચોથા અને પાંચમા વર્ગવાળા રાજાઓને માજીસ્ટ્રેટ તરીકેની અનુક્રમે ઉતરતી સત્તા આપેલી હોય છે.

ને તેમનાં કામો ઉપરની અપીલ પોલિટિકલ એજન્ટ સાંભળી શકે છે.

પોલિટિકલ એજંટની ફરજ—તે પોતાની એજન્સિના રાજાઓને હરેક પ્રકારની મદદ આપે છે. માંહેમાંહેના ટંટાઓ પતાવી સલાહશાંતી રાખે છે. રાજ્યની હદ અને રાજકીય ખટપટને યોગ્ય ન્યાય આપી સુલેહ સાચવે છે, એજન્સિના પોલીસખાતાની સંભાળ લે છે, અને કોઇ તાલુકદાર બાળકુંવર મુકીને મરી જાય તો તાલુકાની સંભાળ રાખે છે ને કુંવરને પાળીપોષી ભણાવી લાયક ઉમ્મરનો થતાં તેનો તાલુકો તેને પાછો સોંપે છે, તેમજ દેવાદાર થઇ ગયેલા રાજાનો તાલુકો પોતાના કબજામાં લેઇ તેને દેવામાંથી મુક્ત કરે છે.

રાજા રાજાઓ આપસમાં લડે નહિ, પોતાની પ્રજાને કનડે નહિ, અને રાજકિય ખટપટોથી દ્વેશ અને વૈરના પંજામાં સપડાઇ પહેલાંના વખતની માફક લડીલડીને ખુવાર બને નહિ, તેને માટેજ એજન્સિઓ ઉપર પોલિટિકલ એજંટોની દેખરેખ મુકેલી છે.

## પાલણપુર એજન્સિ.

આ એજન્સિ ગુજરાતની ઉત્તરે અને કચ્છના રણની પૂર્વે આવેલી છે. તે આપણા અમદાવાદ જીલ્લાથી બમણી મોટી છે ને તેમાં નાનાં મોટાં ૧૩ રાજ્યો છે. વસ્તી. ૫૧૫૦૦૦

પર્વત—આરાવલી.

નદીઓ—બનાસ ને સરસ્વતી.

સંસ્થાનો.

મુસલમાનનાં—પાલણપુર, રાધનપુર, વારાશઇ ને તેડવાડા,

રજપુતોનાં—થરાદ, વાવ, સુઇગામ, દેવદર ને સાંતલપુર.

કોળીનાં ભાભર ને કાંકરેજ.

**જાણવા લાયક સ્થળો.**

પાલણપુર—આ એજન્સિનું સૌથી મોટું સંસ્થાન છે. રાજા મુસલમાન છે ને તે નવાબ કહેવાય છે. રાજધાની પાલણપુરમાં આ એજન્સિનો પોલિટિકલ એજંટ રહે છે, તથા વેપારનું મથક છે. વસ્તી ૧૭૭૦૦.

રાધનપુર—આ એજન્સિનું બીજા નંબરનું મોટું સંસ્થાન છે. રાજા મુસલમાન છે ને તે નવાબ કહેવાય છે. રાધનપુરમાં સુરોખાર નિપજે છે, તથા વેપારનું સ્થળ છે.

સમી અને મુજપુર—એ રાધનપુર સંસ્થાનના મુખ્ય કસ્બા છે. અને તેમાં કપાસ સારો થાય છે.

ડીસા—પાલણપુરથી ૧૮ માઇલપર આવેલું છે અને તેમાં અંગ્રેજી લશ્કરની છાવણી છે. વસ્તી. ૭૧૦૦ છે.

નિકાશ—અનાજ, સરસવ, સુરોખાર, તલ, કપાસ, અને ચંપક તથા કેવડાનું અત્તર.

પાલણપુર અને રાધનપુરના રાજાઓને પહેલા વર્ગની સત્તા આપેલી છે. આ એજન્સિમાં થળ અને સુંવાળના કુદરતી ભાગો આવેલા છે. થળની જમીનમાં ડાંગર અને કપાસ બહુ સારો થાય છે,

## મહીકાંઠા એજન્સિ.

આ એજન્સિ અમદાવાદ જીલ્લા જેવડી છે. અને ખેડા જીલ્લાની ઉત્તરે આવેલી છે, વસ્તી અમદાવાદ જીલ્લાથી અડધી, અને લોકો કોળી તથા ભીલ જાતિના છે ને જંગલી અવસ્થામાં છે. એ એજન્સિમાં નાનાં મોટા ૬૩ રાજ્યો આવેલાં છે.

પર્વતો—આબુ ને આરાસુર,

નદીઓ—સાબરમતી, હાથમતી, વાત્રક, મેશ્વો, ને મહી.

તિર્થસ્થળો—અબાજી, શામળાજી, અને ખેડબ્રહ્મા

મુખ્યસંસ્થાનો—ઇડર, દાંતા પોળો, માલપુર, માણસા, મોહનપુર, પેથાપુર, વડાલી ને ભાલુસણા.

## જાણવા લાયક સ્થળો.

ઇડર—આ એજન્સિનું સૌથી મોટું સંસ્થાન છે. તે ભરૂચ જીલ્લા જેવડું છે રાજા રાઠોડ રજપુત છે ને તે મહારાજા કહેવાય છે, વસ્તી, ૪૮૦૦.

અમનગર (અહમદનગર) એ ઇડર રાજ્યના તાબાનું એક શહેર છે. તે અમદાવાદના અહમદશાહ પાદશાહે ઇડરના રાજાને દાબમાં રાખવાને હાથમતી નદી કાંડે કિલ્લો બંધાવી આ શહેર આજથી ૫૦૦ વરસ ઉપર વસાવ્યું હતું. તેમાં પથરાની ખાણો છે. વસ્તી ૪૨૦૦.

દાંતા—આ સંસ્થાન અંબાજી માતાનાં દહેરાં અને આરાસુરના પહાડને લીધે પ્રખ્યાત છે. દહેરાંની આવક રાજ્યમાં જમા થાય છે રાજા પરમાર રજપુત છે અને દાંતાના ડુંગરમાંથી આરસના પત્થર નીકળે છે.

પેથાપુર—નાં છાયલ અને બંદુક બહુ વખણાય છે.

મોહનપુર—તાલુકામાં અબરખની ખાણો છે.

સાદરામાં—ગરાસીઆના કુંવરોને ભણવા માટે એક તાલુકદાર સ્કુલ છે.

નિકાશ—બાજરી, ઘઉં, ચણા, મકાઇ, કોદરા, તલ, રૂ ને લાકડાં આ એજન્સિના પોલિટિકલ એજંટ સાદરામાં રહે છે. ઇડરના રાજાને પહેલા વર્ગનો અને

કાંતા તથા પોળાના રાજાને બીજા વર્ગનો અખત્યાર આપેલો છે. આ એજન્સિની ઘણી ખરી જમીન ડુંગરાળી તથા જંગલોથી ભરપુર હેવાથી ખેતી બહુ સારી થતી નથી.

## રેવાકાંઠા એજન્સિ.

આ એજન્સિ ગુજરાતની પૂર્વે અને દક્ષિણે આવેલી છે, મહીકાંઠાથી દોઢગણી મોટી છે. તેમાં નાનાં મોટાં રાજ્યો છે. ને તે બધાં રેવા ( નર્મદા ) નદીના કિનારાપર આવેલાં છે. તેથી રેવાકાંઠા એજન્સિ નામ પડેલું છે.

પર્વતો—રાજપીંપળા. વિધ્યાચળ, ને સાતપુડા, વસ્તી સાડાછ લાખ માણુસની છે,

નદીઓ—મહી, નર્મદા ને કરજેણ.

મુખ્ય સંસ્થાનો—રાજપીંપળા, છોટાઉદેપુર, દેવગઢબારીઆ, લુણાવાડા, સુંથ ને વાડાસીનોર.

રાજપીંપળાનું રાજ્ય—સૌથી મોટું છે. તેની રાજધાની નાંદોદ કરજેણ નદી પર આવેલું છે. તેમાં એક હાઇસ્કુલ છે. રાજા ગોહેલ રજપુત છે. તે મહારાણા કહેવાય છે. નાંદોદથી અંકલેશ્વર અને મીયાંગામ રેલવે જાય છે ને આ રાજ્યમાં ઈમારતી લાકડાં પુષ્કળ થાય છે, ૧૧૧૦૦ છે.

છોટા ઉદેપુર—રાજધાની છોટાઉદેપુર છે. રાજા ચોહાણ રજપુત છે તે મહારાવળ કહેવાય છે.

દેવગઢબારીઆ—રાજધાની દેવગઢ છે. રાજા ચોહાણ રજપુત છે. તે મહારાવળ કહેવાય છે.

લુણાવાડા—રાજા સોલંકી રજપુત છે ને તે મહારાણા કહેવાય છે.

સુંથ—રાજા પરમાર રજપુત છે. ને રાજધાની સુંથ છે. વસ્તી ૪૦૦૦૦ છે.

વાડાશિનોર--રાજધાની વાડાશિનોર છે. રાજા મુસલમાન છે ને તે નવાબ કહેવાય છે વસ્તી ૩૩૦૦૦ છે.

નિકાશ--ડાંગર, ઘઉં, મકાઇ, તલ, શેરડી ને ઇમારતી લાકડાં. ડુંગરોમાંથી અકીક, આરસ, સફેદ ને લાલ પત્થર નીકળે છે, અને વાઘ, ચિત્તા, રીંછ, વગેરે ભયંકર જાનવરો રહે છે. બધી જમીન ડુંગરવાળી અને ઝાડીથી ભરપુર છે.

પંચમહાલ જીલ્લાના કલેકટર તે આ એજન્સિના પોલિટિકલ એજંન્ટ કહેવાય છે અને તે ગોધરામાં રહે છે.

## સુરત એજન્સિ.

આ એજન્સિ સુરત જીલ્લાની અગ્નિકોણમાં લગોલગ છે. વાંસદા, ધરમપુર અને સચીન એ ત્રણ રાજ્યો સુરત એજન્સિ તરીકે ઓળખાય છે. સુરત જીલ્લાના કલેકટર તે આ એજન્સિના પોલિટિકલ એજંટ છે. વસ્તી ૨૦૮૦૦૦ છે.

સંસ્થાનો--વાંસદા, ધરમપુર, સચીન ને ડાંગ.

વાંસદા--રાજા સોલંકી રજપુત છે. અહીંથી બીલી-મોરા જવાની પાકી સડક છે. વાંસદની ઉત્તરે ૬ માઇલપર દેવકી ઉનાઇ નામે ઉના પાણીનો કુંડ છે. કુંડનું પાણી આખું વરસ ઉનું રહે છે. પણ જાત્રાને દિવસે નહાવા જેવું ઠંડું થઇ જાય છે, આ કુંડ આગળ બ્રીટીશ, ગાયકવાડી અને વાંસદા એ ત્રણ રાજ્યોની સરહદ મળે છે. અહીં દર વર્ષની ચૈત્રી પુનમે મેળો ભરાય છે, ત્યારે એ ત્રણે રાજ્યના બંદોબસ્ત સારો રહે છે

ધરમપુર --આ રાજય જુના વખતમાં રામનગરનું રાજ્ય એ નામથી ઓળખાતું હતું. રાજા સિસોદીઆ રજ-

પુત છે, જંગલને લીધે હવા ખરાબ છે ઇમારતી લાકડાંનો વેપાર ચાલે છે. ધરમપુરથી વલસાડ જવાને ૧૮ મેલ લાંબી પાકી સડક છે, તેમજ નાશિક જવાનો રસ્તો પણ છે.

સચીન—રાજા હબસી મુસલમાન છે ને તે નવાબ કહેવાય છે. વસ્તી ૨૧૦૦૦ છે.

ડાંગ—ડાંગનું રાજ્ય તદ્દન જંગલી પ્રદેશ છે ને વસ્તી ભીલોની છે.

નિકાસ—ડાંગર, શેરડી, મહુડાં, ઇમારતી લાકડાં. ભીલ લોકો પોતાને સારૂ ડુંગરો પર જુવાર, બાજરી ઘઉં ને બટાટા વાવી ખાય છે.

## પંચમહાલ એજન્સિ.

આ એજન્સિ પંચમહાલ જીલ્લાની દક્ષિણે આવેલી છે.

મુખ્ય સંસ્થાન—નારૂકોટ છે, રાજા રજપુત છે, અને તે ઠાકોર કહેવાય છે.

મુખ્ય શાહેરો—જાંબુઘોડા.

આ સંસ્થાનની દેખરેખ પંચમહાલ જીલ્લાના કલેકટર રાખે છે અને ઉપજનો અડધો ભાગ અંગ્રેજ સરકાર લે છે.

નિકાશ—ઇમારતી લાકડાં.

## ખંભાત સંસ્થાન.

આ સંસ્થાન—ખેડા જીલ્લાની પશ્ચિમે, ખંભાતના અખાતની ઉત્તરે, મહી અને સાબરમતી નદીની વચ્ચે આવેલું છે. વસ્તી ૭૨૦૦૦ માણસની છે.

મુખ્ય શહેર—ખંભાત, ખંભાતના અખાતને કિનારે આવેલું છે. રાજા મુગલ જાતના મુસલમાન છે ને તે

નવાબ કહેવાય છે શહેરનું જુનું નામ સ્તંભાવતી, છે. પહેલાં તે ઘણું માતબર અને સમૃદ્ધિવાન શહેર હતું. હાલ ખંભાતથી દરિયો પાંચ માઈલ દૂર છે અને ઘણોક વેપાર બંધ પડી ગયો છે. ખંભાત બંદરેથી લેવાતી જકાતનો અડધો ભાગ અંગ્રેજ સરકાર લે છે. મહી અને સાબરમતીનો કાંપ તેના મુખ આગળ અખાતમાં ઠરાવાથી બંદર પુરાતું જાય છે, તેથી દરીયાઈ વેપાર મંદ પડતો જાય છે પરંતુ આણંદ જંકશનથી પેટલાદ થઇ એક ટ્રેન અહીં આવે છે, જેથી રેલવે વ્યાપાર અને મુસાફરીની સગવડ ઠીક છે. ખંભાતની સૂતરફેણી વખણાય છે. અને અકીકનું કામ ઘણું સારૂં થતું જણાય છે.

ખેડા જીલ્લાના કલેક્ટર ખંભાત સંસ્થાનના પોલિટિકલ એજંટ છે ને તે ખેડામાં રહે છે.

## દીવ અને દમણ.

દીવ—એ પણ ફીરંગી લોકોનો બેટ છે. તે કાઠીઆવાડની દક્ષિણે આવેલો છે. ૮ માઇલ લાંબો અને ૨ માઇલ પહોળો છે. તેમાં ૮ ગામ છે. તે સૌમાં મોટું શહેર છે. ત્યાં સેંટપોલનું દેવળ છે, અને કચકડાંનું તથા રંગાટી કામ બહુ સારૂં થાય છે.

દમણ—એ ફીરંગી ( પોર્તુગીઝ ) લોકોનું સંસ્થાન સુરત અને થાણા જીલ્લાની વચ્ચે આવેલું છે. તેમાં નગરહવેલી નામનો બીજો તાલુકો પણ છે, તે ઘણો ફળદ્રુપ છે. તેની મુખ્ય પેદાશ ડાંગર, ઘઉં ને તમાકુ છે.

દીવ અને દમણનો વહીવટ ચલાવવા માટે યુરોપખંડમાંની પોર્ટુગીઝ સરકારે એક ગવર્નર નીમેલો છે.

# કાઠિયાવાડ એજન્સિ.

૧ કાઠિયાવાડનું બીજું નામ સૌરાષ્ટ્ર અથવા સોરઠ છે.

૨ જુનાગઢ, દીવ, અને કોડીનારનો મુલક આજે પણ સોરઠ કહેવાય છે.

૩ કાઠી નામના રજપુતો આ ભાગમાં વસતા હતા તે ઉપરથીજ કાઠિયાવાડ નામ પડેલું છે.

૪ કાઠિયાવાડની ત્રણે બાજુએ દરીઓ અને ફક્ત કચ્છના રણવાળી એક બાજુએ જમીન હોવાથી કાઠિયાવાડ દ્વિપકલ્પ છે.

૫ આ દ્વિપકલ્પમાં ( ૧ ) ગાયકવાડી, અમરેલી પ્રાંત, ને ઓખા મંડળ ( ૨ ) ફીરગીનું દીવ. ( ૩ ) અંગ્રેજી ધંધુકા તાલુકો અને ઘોઘા મહાલ ( ૪ ) અને તે ઉપરાંત ૧૯૩ નાનાં મોટાં રાજ્યો છે.

૬ ભાવનગર, પોરબંદર, ગોંડલ, ધ્રાંગધરા, મોરબી, અને નવાનગર, જુનાગઢ, ને જાફરાબાદ એ આઠ પહેલા વર્ગના રાજ્યો છે. વાંકાનેર, પાલિતાણા, ધ્રોળ, લીંબડી રાજકોટ અને વઢવાણ એ છ બીજા વર્ગના રાજ્યો છે બાકીનાં બધાં ત્રીજા ચોથા, પાંચમા, છઠ્ઠા અને સાતમા વર્ગનાં રાજ્યો છે. તેઓની સત્તા અનુક્રમે ઉતરતી હોય છે.

૭ કાઠીયાવાડનાં બધાં રાજ્યોની દેખરેખ માટે મુંબઈના ગવર્નર તરફથી એક અમલદાર રાજકોટમાં રહે છે. તે એજંટ ટુ ધી ગવર્નર કહેવાય છે. તેમના હાથ નીચે બીજા ચાર અમલદાર છે. તેમને પોલિટિકલ એજંટ કહે છે. આખા કાઠિયાવાડના ચાર ભાગ પાડી

દેઈ દરેક પો. એ. ના. ચાર્જમાં એકેકો પ્રાંત આપેલો છે. (૧) હાલાર (૨) ઝાલાવાડ (૩) ગોહેલવાડ (૪) સોરઠ એ ચાર પ્રાંતોના જુદા જુદા. પો. એ. છે

૮ પર્વતો—ગીર, ગીરનાર, બર્ડો, ચોટીલે, શેત્રુંજો.

૯ નદીઓ—ભાદર, શેત્રુંજી, મચ્છુ વીગેરે.

૧૦ બંદરો—દ્વારકાં. પોરબંદર, વેરાવળ, દીવ, જાફરાબાદ ને ભાવનગર.

૧૧ બેટ—દીવબેટ, ને શંખોદ્ધાર.

૧૨ તિર્થસ્થળ—દ્વારિકા, ગીરનાર, ને શંખોદ્ધાર, તથા જૈન લોકોનું પાલિતાણા.

૧૩ લોકો—સોલંકી, જાડેજા, પરમાર, ને અને કાઠી રજપુતો તથા મેમણ, મીઆંણી વગેરે મુસલમાનો; અને બીજી પરચુરણ જાતો.

૧૪ ધંધો ખેતી, અતલસ, કીનખાબ તથા સોનેરી કસબ કામનો અને ગુલાલ, કંકુ, મીઠું વગેરે બનાવવાનો.

૧૫ કાઠિયાવાડની અંદર આવેલા, અમરેલી પ્રાંત અને ઓખામંડળનું વર્ણન આગળ ગાયકવાડી રાજ્યમાં આવશે

૧૬ વસ્તી. ૨૫૦૦૦૦૦ માણસની છે.

## હાલાર પ્રાંત.

આ પ્રાંત કચ્છના અખાતથી દક્ષિણે અને અરબી સમુદ્રની પૂર્વમાં આવેલો છે. આ પ્રાંતનું નામ જાડેજા શ્રી હાલાજીના નામ પરથી હાલાર પાડેલું છે.

પર્વત—બર્ડો અને ચોટિલા, બર્ડોના ડુંગરોમાં વાંસ થાય છે.

નદીઓ—મચ્છુ, આજી, ઊંડ અને ગોંડળી, રામાવતી, રંગમતી, ભાદર–

# મુખ્ય સંસ્થાનો.

નવાનગર, ગોંડળ અને મોરબી. એ ત્રણ પહેલા વર્ગનાં તથા વાંકાનેર, ધ્રોળ અને રાજકોટ એ ત્રણ બીજા વર્ગનાં છે.

નવાનગરનું રાજ્ય અમદાવાદ જીલ્લા જેવડું છે ( વસ્તી ૫૪૦૦૦ ) રાજધાની નવાનગર. કંકુ તથા રેશમી અને કસબી ભરત કામને માટે પ્રખ્યાત છે. રાજાને જામ કહે છે તેથી નવાનગરને જામનગર પણ કહે છે. આ રાજ્યની હદમાંથી મોતી નીકળે છે અને બર્ડો પર્વતમાંથી આરસ તથા લોખંડ નીકળે છે. આ રાજ્યનું ખંભાળીયા ગામ છે તેમાંથી તાંબુ નીકળે છે. સલાયા તથા જાડીઆ મોટાં બંદરો છે અને બાલાચડી હવા ખાવાનું સ્થળ છે.

ગોંડળ રાજ્ય એ ગોંડળી નદીને કાંઠે છે. ખંભાતના રાજ્યથી ત્રણ ગણું અને વસ્તીમાં બમણું છે. રાજા જાડેજા રજપુત છે અને તે ઠાકોર કહેવાય છે. રાજધાની ગોંડળમાં ગરાસીઆ કોલેજ જોવા જેવી છે અને આ રાજ્યનું ધોરાજી શહેર મોટું વેપારી મથક છે. વસ્તી ૧૫૧ ૦

મોરબીના રાજ્યમાં મોરબી મચ્છુ નદીને કાંઠે છે. રાજા જાડેજા રજપુત છે ( ૨૪૯૦૦ ) મચ્છુ નદીપરનો ઝોલાપુલ જોવાલાયક છે. મોરબીમાં તાંબા પિત્તળનાં વાસણો બહુ સારાં થાય છે; મોરબીથી વવાણીઆ બંદર સુધી ટ્રામવે છે. વવાણીઆ બંદર કચ્છના અખાત ઉપર આવેલું છે. બીજા વર્ગના રાજ્યોમાં વાંકાનેર અને ધ્રોળ તથા રાજકોટ છે. રાજકોટ આજી નદીના કિનારાપર આવેલું છે તેમાં રાજકુમાર કોલેજ તથા જ્યુબિલીનું

સંગ્રહ સ્થાન જોવા લાયક છે. કાઠિયાવાડના એજંન્ટ ટુ ધી ગવર્નર અહીં રહે છે અને શહેરની પશ્ચિમ બાજુએ કાંપ છે.

**નિકાશ**—બાજરી, જુવાર, ઘઉં ને શેરડી, કપાસ.

**ખનીજો**—ત્રાંબુ, આરસ ને લોખંડ.

## ઝાલાવાડ.

આ પ્રાંત હાલારની પૂર્વે તથા કાઠિયાવાડની ઉત્તરે અને કચ્છના રણની ઘણીજ પાસે આવેલો છે. અને આ પ્રાંતનાં ઘણાં ખરાં સંસ્થાનો ઝાલા રજપુતોનાં હોવાથી તે ઝાલાવાડ કહેવાય છે.

**મુખ્ય પર્વત**—ચોટીલા તેમાંથી ભોગાવો અને શુક ભાદર વગેરે નદીઓ નીકળે છે.

**નદીઓ**—શુકભાદર, મચ્છુ, લીમડીનો ભોગાવો ને વઢવાણનો ભોગાવો, ફલકુ.

## મુખ્ય સંસ્થાનો.

૧ ધ્રાંગધ્રા. પહેલા વર્ગનું.

૨ વઢવાણ. }
૩ લીંબડી. } બીજા વર્ગનાં

૪ લખતર, સાયલા, ને ચુડા ત્રીજા વર્ગનાં

**ધ્રાંગધ્રા**—ફલકા નદીને કાંઠે છે તેના રાજાને રાજ કહેછે. પહેલા ધ્રાંગધ્રા રાજની રાજ્યગાદી હળવદમાં હતી. ધ્રાંગધ્રાના પત્થરો વખણાય છે. ( વસ્તી ૧૮૧૦૦ )

**લીંબડી**—ભોગાવો નદીને કાંઠે છે, ત્યાંસોપારી કાતરવાની સુડીઓ સારી થાય છે. ( વસ્તી ૧૧૦૦૦ )

**વઢવાણ**—રેલ્વે જંકશન છે. શહેરથી ત્રણ મૈલપર કાંપ છે. ઝાલાવાડના પોલિટિકલ એજંટ અહીં રહે છે. રેલવે વેપાર સારો ચાલે છે અને તાલુકદારોના કુંવરોને ભણવાની ગરાશીઆ સ્કુલ છે ( વસ્તી ૧૫૫૦૦ )

**લખતર**—એનું બીજું નામ થાન છે. ત્યાંનાં માટીનાં વાસણ બહુ સારાં થાય છે.

ચુડા—ત્યાંનાં હવા પાણી બહુ સારાં છે. અને લોહાના દેશીકાંટા બહુ સારા બને છે.

મુળી—સ્વામીનારાયણનું મોટું મંદિર છે.

નિકાશ—જવ, ઘઉં, જુવાર ને બાજરી, કઠોળ, કપાસ.

## ગોહેલવાડ.

આ પ્રાંત કાઠિયાવાડના દક્ષિણ ભાગમાં આવેલો છે. અને ગોહેલ નામના રજપુતોનાં રાજ્યો હોવાથી તેનું નામ ગોહેલવાડ પાડેલું છે. ભાલ, વાળાક, અને ખારા પાટના કુદરતી ભાગ તેમાં આવેલા છે તથા જમીન કાળીને ફળદ્રુપ છે.

મુખ્ય પર્વત—વાળાકગીર તેના ઉત્તર ભાગને શેત્રુંજો અને દક્ષિણ ભાગને મોરધાર કહે છે શેત્રુંજાની ઉપર શ્રાવક લોકોનાં ઘણાં દેરાસરો જાત્રાઓ ભરાય છે.

મુખ્ય નદીઓ—શેત્રુંજી—ઘેલો ને કાળુભાર. ઘેલો નદી ગઢડા પાસે થઇને વહે છે તેથી સ્વામીનારાયણના પંથવાળા લોકો તેને ગંગાની માફક પવિત્ર માને છે. કાળુભાર નદી ભાવનગરની ખાડી કહેવાય છે.

## સંસ્થાન.

ભાવનગર. પહેલા વર્ગનું
પાલીતાણા. બીજા વર્ગનું.
વાળા અને જસદણ—ત્રીજા વર્ગનાં.

ભાવનગર રાજ્ય ગોંડળથી અઢીગણું છે અને (વસ્તી ૬૦૦૦૦) રાજધાની ભાવનગર ઇ. સ. ૧૭૪૧ માં મહારાજા ભાવસીંહજીએ વસાવ્યું હતું, વેપાર અને વસ્તીમાં આખા કાઠિઆવાડમાં પહેલો નંબર ભોગવતું મોટું અને સુંદર શહેર છે. ખંભાતનાં કિનારાપરનું મોટું બંદર તથા રેલવે સ્ટેશન પણ છે. રાજકર્તા મહારાજા કહેવાય છે. તેમાં એક મહા વિદ્યાલય (આર્ટસ કોલેજ) અને

એક હાઇસ્કુલ તથા મીલ પણ છે. આ રાજ્યની જમીન કાળી હોવાથી કપાસ સારો થાય છે.

શિહોર—ભાવનગર રાજ્યનું એક શહેર, છે તેમાં તાંબા પિત્તળનાં વાસણો સારાં થાય છે.

દુવા—અરબીસમુદ્રને કિનારે બંદર છે, તેમાં હાથી દાંતની કારીગરી તથા લાકડાનાં રમકડાં સારાં થાય છે.

કુંડલા—લોઢાનો સામાન સારો થાય છે

ગઢડા—સ્વામીનારાયણના ધર્મનું મોટામાં મોટું ધામ ઘેલો નદી ઉપર છે.

પાલીતાણા—શેત્રુંજાના ડુંગરોને લીધે પ્રખ્યાત છે. અને જૈન લોકોનું તિર્થ છે.

વળા—સ્થળ છે, પાસે વલ્લભિપુર શહેરના ખંડેરો છે.

જસદણ—કાઠી દરબારનો મોટો તાલુકો છે.

આ પ્રાંતના પોલિટિકલ એજંટ સોનગઢમાં રહેછે.

નિકાશ—બાજરી, ઘઉં, કપાસ ને શેરડી, જુવાર.

## સોરઠ

આ પ્રાંત કાઠિયાવાડની દક્ષિણે અને અરબ્બી સમુદ્રની અડોઅડ આવેલો છે.

પર્વતો—ગીરનાર અને ગીર.

ગીરનાર ઉપર અંબાજી. ગુરૂદતાત્રેય, અને ગોરખનાથ, એ હિંદુઓનાં જાત્રાનાં ઠેકાણાં છે.

નેમનાથ એ શ્રાવક લોકોનું અને દાતાર એ મુસલમાન લોકોનું જાત્રાનું ઠેકાણું છે,

ગીર એમાં તુળસી શ્યામના પાણીના કુંડ છે, અને જાત્રાનું ઠેકાણું છે.

ગીરના જંગલોમાં સિંહ, વાઘ, ચિત્તા, વગેરે જંગલી જનાવરો થાય છે.

નદીઓ—ભાદર અને ઓઝુત, હીરણ, શીંગવાડો.

ભાદર નદી આખા કાઠિયાવાવાડની બધી નદીઓ કરતાં મોટી છે અને ધંધુકા તાલુકામાં પણ તે પ્રસરેલી છે.

## મુખ્ય સંસ્થાનો.

જુનાગઢ.
પોરબંદર.
જાફરાબાદ.



પહેલા વર્ગનાં.

માણસા. ત્રીજા વર્ગનું.
જેતલપુર. ચોથા વર્ગનું.

**જુનાગઢ**—એ ગીરનારની પશ્ચિમે સુંદર શહેર છે. રાજા બાબી કુળના મુસલમાન છે, ને તે નવાબ કહેવાય છે, શહેરની પૂર્વ તરફ જુનો કિલ્લો કે જેને ઉપર કોટ કહે છે. તે રાજ્ય મહેલ, બહાઉદ્દીન કૉલેજ અને કબરો જોવા જેવાં છે. અહીંના નવાબ કાઠિયાવાડના અને ઘણાખરા રાજાઓ પાસેથી ખંડણી લે છે. વસ્તી ૩૫૪૦૦

વેરાવળ—અરબી સમુદ્રપર મોટું બંદર છે.

**પ્રભાસ પાટણ**—ત્યાં સોમનાથ મહાદેવનું પ્રસિદ્ધ દહેરૂં છે.

પોરબંદર—મોટું બંદર છે શ્રી કૃષ્ણના મિત્ર સુદામાજીનું ત્યાં પ્રસિદ્ધ મંદિર છે તેથી તે સુદામા પુરી પણ કહેવાય છે. પોરબંદરના પત્થર અને ઘી પરદેશ જાય છે. ( વસ્તી ૨૪૮૦૦ )

જાફરાબાદ—મોટું બંદર છે તે મુંબઇની દક્ષિણે આવેલા જંજીરા સંસ્થાનના તાબામાં છે. અહીંનું ઘી વખણાય છે.

**બાટવા**—બાબી મુસલમાનનો તાલુકો છે.

**જેતપુર**—કાઠી દરબારનો મોટો તાલુકો છે.

**જેતલસરમાં**—આ પ્રાંતના પોલિટિકલ એજંટ રહેછે.

**નિકાશ**—બાજરી, જુવાર, ઘઉં, ચણા, શેરડી, ગીરમાંથી ઘી, મધ ને મીણ આવે છે.

## ગાયકવાડનું રાજ્ય.

આ રાજ્ય ગુજરાતનાં બધા દેશી રાજ્યો કરતાં મોટું છે. પરંતુ એકજથામાં ન હોવા છતાં ગુજરાતના મધ્ય ઉત્તર ભાગમાં અને કાઠિયાવાડમાં છુટુંછવાયું આવેલું છે. બધે ગાયકવાડી મુલકના અધિપતિ રાજાને, મહારાજા ગાયકવાડ સરકાર. કે શ્રીમંત ગાયકવાડ સરકાર કહે છે. હાલમાં મહા પ્રતાપી નામદાર મહરાજા સિયાજીરાવ, ગાયકવાડ રાજ્યના રાજા છે. તેમની રાજધાની વડોદરા છે. તે નામદાર ગુજરાતનાં ઘણાં સંસ્થાનો પાસેથી અંગ્રેજ સરકાર મારફતે ખંડણી લે છે. અંગ્રેજ સરકાર તરફથી એક અંગ્રેજ રેસિડેન્ટ મહારાજાને સલાહ આપવા તથા મદદ કરવા સારૂ રાજધાની વડોદરામાં રહે છે.

આ રાજ્યનો વિસ્તાર ૮૨૦૦ ચો. મૈલ છે, રાજ્યમાં ૩૦૦૦ ગામ છે અને આશરે વીશ લાખ માણસોની વસ્તી છે.

આ રાજ્યની બધી સત્તા શ્રીમંત મહારાજા સિયાજીરાવ ગાયકવાડ સરકારના હાથમાં છે, તેમના હાથ નીચે રાજકારભાર ચલાવવાને માટે દિવાન કે પ્રધાન નીમેલા છે. દિવાન સાહેબ રાજ્યનાં સઘળાં ખાતાંઓ ઉપર દેખરેખ રાખે છે આખા રાજ્યના ચાર પ્રાંત ( જીલ્લા ) ઠરાવ્યા છે. અને અંગ્રેજ સરકારના ખાલસા રાજ્યની માફક દરેક પ્રાંતમાં મહેસુલ ઉઘરાવવા માટે સુબા, ન્યાય કરનાર જડજ, સુલેહ સાચવનાર પોલીસસુબા, દવાખાના માટે સિવિલસર્જન, કેળવણી ખાતાના ઇન્સ્પેક્ટરો એ મુખ્ય અમલદારો નીમેલા હોય છે.

પ્રાંતનો સુબો તે આપણા જીલ્લાના કલેકટરની બરાબર, પ્રાંતના દરેક મહાલનો વહીવટદાર, તે મામલતદારની બરાબર; અને ગામડામાં તલાટી તથા મુખી હોય છે, પ્રાંતના સુબાઓના ઉપરીને સરસુબા રહે છે, તેનો દરજ્જો કમિશનરના જેવો હોય છે. અને તે આખા રાજ્યના વસુલાત ખાતાની સભાળ રાખે છે. આખા રાજ્યની મુખ્ય અદાલત વડોદરામાં છે, તેને વરીષ્ટ કોર્ટ કહે છે. અને તેના અધિકારીઓ સરન્યાયાધીશ કહેવાય છે.

નામદાર ગાયકવાડ સરકાર પોતાની પ્રજાની આબાદાની દિન પ્રતિદિન વધારવાને માટે સખ્ત પ્રયાસો કરે છે. તેમણે આખા રાજ્યમાં ફરજીયાત કેળવણીની પ્રથા દાખલ કરી છે. ભણનાર વિદ્યાર્થીઓથી કંઇ પણ ફી લેવામાં આવતી નથી. મોટાં શહેરોમાં હાઇસ્કુલો અને હુન્નરશાળાઓ કાઢી, અનેક બાળકોને તેનો મફત લાભ આપે છે. વડોદરા પ્રાંત, કડી પ્રાંત, નવસારી પ્રાંત અને અમરેલી પ્રાંત એમ આખા રાજ્યના ચાર વિભાગ કરેલા છે.

## વડોદરા પ્રાંત.

આ પ્રાંત ભરૂચ જીલ્લાની પૂર્વ અને ખેડા તથા પંચમહાલ જીલ્લાની દક્ષિણે આવેલો છે.

નદીઓ—નર્મદા, મહી, વિશ્વામિત્રી ને ઢાઢર.

શહેર—વડોદરા, ડભોઇ, પટેલાદ, સોજીત્રા, ચાણોદ વગેરે.

વડોદરા—આ પ્રાંતની રાજધાનીનું શહેર વિશ્વામિત્રી નદી ઉપર આવેલું છે. ભપકા બંધ અને ભવ્ય મકાનો શહેરની શોભામાં વધારો કરે છે. ગાયકવાડ સરકારનો રાજ મહેલ, લક્ષ્મી વિલાસ અને કલા ભવન નામની હુન્નરશાળા જોવા લાયક છે. વડોદરાનો હુન્નર ઉદ્યોગ દિન

પ્રતિદિન વધતો જાય છે. સ્ટેશનપર જતાં કમેટીબાગ પણ જોવા જેવો છે. (વસ્તી. ૯૪૩૦૦)

દશ મૈલ ઉપરથી નળ લાવી શહેરમાં પાણી પુરૂં પાડે છે.

ડભોઇ— આ શહેરનો કિલ્લો જોવા લાયક છે. વસ્તી ૧૪૦૦૦.

પેલાદ અને સોજીત્રામાં—દેશી કાપડ સારૂં થાય છે.

ચાણોદ—નર્મદા (રેવા) નદીને કાંઠે તીર્થનુ સ્થળ છે.

આ પ્રાંતની જમીન સપાટ છે, પહાડો અને ડુંગરો જોવામાં આવતા નથી, ફક્ત પૂર્વ ભાગમાં છૂટા છવાયા ડુંગરા છે.

બોમ્બે બરોડા રેલવેથી આ પ્રાંતની મુસાફરીની અને વેપારની સગવડતા સારી છે.

નિકાશ—અનાજ, તમાકુ, તુવેર ને કઠોળ.

## કડી પ્રાંત.

આ પ્રાંત અમદાવાદ જીલ્લાના ઉત્તર ભાગમાં આવેલો છે.

નદીઓ—સરસ્વતી, સાબરમતી ને વાત્રક.

શહેરો—પાટણ, કડી, સિદ્ધપુર, વિસનગર, વડનગર, મહેસાણા, મોઢેરા ને વિજાપુર.

પાટણ—કડી પ્રાંતનું સૌથી મોટું ને પુરાણું શહેર છે. વનરાજ ચાવડાનું વસાવેલું અણહિલપુર પાટણ તે આજ, પાટણનાં પટોળાં ને માટીનાં વાસણો વખણાય છે. વસ્તી ૩૧૦૦૦.

કડી—ના બળદો વખણાય છે વસ્તી. ૧૩૦૦૦.

સિદ્ધપુર—સરસ્વતી તીરે હિંદુઓનું તિર્થ સ્થળ છે. રૂદ્રમાળનું ખંડેર અહીં છે. વસ્તી. ૧૫૦૦૦.

વિસનગર—તાંબા પિત્તળનાં વાસણો ને હળદળ વખણાય છે. વસ્તી. ૧૭૦૦૦.

વડનગર—વાજીંત્રો સારાં થાય છે. વસ્તી. ૧૪૦૦૦

મહેસાણા રેલવે જંકશન છે. વસ્તી ૯૦૦૦.

વિજાપુર—અફીણ સારૂં થાય છે.

મોઢેરા—લોઢાના કામ સારાં થાય છે અને કરમુ-સાગર તળાવ જોવા લાયક છે.

આ પ્રાંત ગાયકવાડી રાજ્યના ચારે પ્રાંતોમાં સૌથી મોટો છે.

થળ, સુવાળ, અને વઢીઆરના કુદરતી વિભાગો આ પ્રાંતમાં આવેલા છે. અને તેના બધા ભાગમાં રેલવે હોવાથી મુસાફરી અને વેપારી અનુકુળતા સારી છે.

## નવસારી પ્રાંત

આ પ્રાંત રેવાકાંઠા એજન્સિ અને સુરત જીલ્લાની વચ્ચે આવેલો છે.

નદીઓ—તાપી, પૂર્ણા ને અંબિકા.

શહેરો—નવસારી, ગણદેવી, બીલીમોરા, વ્યારા ને સોનગઢ.

નવસારી—આ પ્રાંતનું મુખ્ય શહેર છે. પારસી લોકો આપણા દેશમાં આવ્યા ત્યારે પહેલવહેલા અહીં ઉતર્યા હતા. જેથી હાલ પણ ત્યાં પારસીઓની વસ્તી વધારે છે. વસ્તી ૨૧૦૦૦.

ગણદેવી—ગોળ વખણાય છે.

બીલીમોરા—એક નાનકડું બંદર છે.

વ્યારાને સોનગઢમાં ગાયકવાડ સરકારે વસતિ ગૃહ-શાળાઓ ( બોર્ડીંગ સ્કુલો ) હલકી જાતિના લોકોને માટે કાઢેલી છે. અને ત્યાં તેમને મુફત શિક્ષણ આપવામાં આવે છે.

વળી આ વ્યારાને સોનગઢ મહાલમાં જંગલો હોવાથી મહુડાં અને ઇમારતી લાકડાં સારાં થાય છે

મુંબાઇ જતી રેલવે તેમજ ટાપટી વેલી રેલવે આ મહાલો આગળ થઇને જાય છે જેથી વેપારને લાભ થાય છે.

## અમરેલી પ્રાંત.

કાઠિઆવાડની અંદર ગાયકવાડ સરકારનો જે છૂટો છવાયો મુલક છે તેનો અમરેલી પ્રાંત બનાવ્યો છે.

નદીઓ—શેત્રુંજી, સોમત ને શીંગવડો.

મુખ્ય મહાલ—અમરેલી, ધારી, કોડીનાર, દામનગર ને ઓખામંડળ.

મુખ્ય શહેરો—અમરેલી, ધારી, કોડીનાર, દામનગર, દ્વારિકા અને શંખોદ્ધાર, વિગેરે.

અમરેલીનું વણાટકામ તથા રંગાટકામ સારૂં થાય છે.

ધારી—ગાયકવાડ સરકારની લશ્કરી છાવણી છે.

દ્વારિકા—હિંદુઓનું તિર્થ સ્થળ છે. ને ત્યાં રણછોડજીનું મોટું ધામ છે.

શંખોદ્ધાર—કચ્છના અખાતમાં બેટ છે. અને હિંદુઓનું તિર્થ સ્થળ છે.

નિકાશ—જુવાર, બાજરી, શેરડી, ને કપાસ.

બાજરી, શેરડી ને કપાસ.

## સામાન્ય વર્ણન.

૧ ધર્મ—ગુજરાતના લોકો હિંદુ, મુસલમાની, જૈન, પારસી, અને ખ્રિસ્તિ ધર્મ પાળે છે.

૨ ધંધો—ખેતી, મજુરી, નોકરી, કારીગરી અને રેશમ તથા સુતરના વણાટનો.

૩ અખાત—કચ્છ અને ખંભાતનો.

૪ રણ—કચ્છનું.

૫ જંગલ—ગીરનું તેમાં સિંહ થાય છે.

૬ પર્વતો—આરાસુર, આબુ, શિરોહ, ચોટિલા, શેત્રુંજો, ગીર, ગીરનાર, બર્ડો, ને પારનેરાનો ડુંગર.

૭ નદીઓ—બનાસ, સરસ્વતિ, સાબરમતી, મહી, નર્મદા, તાપી, વિશ્વામિત્રી, કરજેણ, મિંઢોળા, પુર્ણા, અંબિકા, ઔરંગા ને દમણગંગા.

૮ જાત્રાનાં ઠેકાણાં—અંબાજી, બહુચરાજી, શામળાજી, સિદ્ધપુર, દ્વારિકાં, વડતાલ, ડાકોર.
જૈન લોકોનું. પાલીતાણા, પારસીનું ઉદવાડા.

૯ હવાખાવાનાં ઠેકાણાં—આબુ, તિથલ, ડુમસ, હજીરા.

૧૦ મીઠું પકવવાની જગા—ખારાઘોડા ને ધરાસણા.

૧૧ ઉના પાણીના કુંડ—લસુંદ્રા, દેવકી ઉનાઇ, તુવા.

૧૨ ખનીજ પદાર્થ—કાઠિઆવાડના ડુંગરોમાંથી આરસ પત્થર નીકળે છે, દાંતાની ખાણો.
પાવાગઢ અને બર્ડોના ડુંગરમાંથી લોઢું નીકળે છે.
રાજપીંપળાના પર્વતો અને ખંભાતમાંથી અકીકના પત્થર નીકળે છે.

પંચમહાલમાંથી સીસું નીકળે છે અને મહુડાનાં ઝાડ પુષ્કળ થાય છે.

પંચમહાલ, રેવાકાંઠા અને સુરત એજન્સિમાંથી ઇમારતી લાકડાં મળે છે,

## નદીઓનાં મુળ.

**આબુ પર્વતમાંથી નીકળતી નદીઓ.**

બનાસ, સરસ્વતી, સાબરમતી, હાથમતી, વાત્રક.

**સાતપુડા પર્વતમાંથી**—તાપી, નર્મદા, અંબિકા.

**માળવાના ડુંગરોમાંથી**—મહી નદી.

**રાજપીંપળાના ડુંગરોમાંથી**—વિશ્વામિત્રી, ઢાઢર.

**શેત્રુંજામાંથી**— બગડ ને શેત્રુંજી
**ચોટીલામાંથી**—ભોગવો, ભાદર, ઉતાવળી, મચ્છુ, ને ઘેલો.
**પાવાગઢના ડુંગરમાંથી**—ઢાઢર નદી નીકળે છે.

## નદિઓનાં મુખ.

**કચ્છના રણને મળનારી નદીઓ**—બનાસ, સરસ્વતી, ફુલકુ, મચ્છુ, બાંભાન.

**કચ્છના અખાતને મળનારી**—ફુંડ, રંગમતી, રામાવતી.

**ખંભાતના અખાતને મળનારી**—સાબરમતી, મહી, નર્મદા, તાપી, ઢાઢર, અંબિકા, પૂર્ણા, ઔરંગા, દમણ ગંગા.

**અરબી સમુદ્રને મળનારી**—ભાદર, શીંગવડો, રૂપણ.

## ગુજરાતના કુદરતી વિભાગ.

**વઢીઆર**—સરસ્વતી અને સાબરમતી નદી વચ્ચેનો સપાટ પ્રદેશ કે જ્યાં પુષ્કળ ઘાસ ચારો થાય છે તે.

**બાળાકુ**—મહી અને ઢાઢર નદી વચ્ચેનો પ્રદેશ.

**ચરોતર**—સાબરમતી અને મહી નદીની વચ્ચેનો ખંભાતની ઉત્તરના ખેડા જીલ્લા વાળો ભાગ જેમાં કપાસ, કેરીઓ અને તમાકુ પુષ્કળ થાય છે.

**નળકાંઠો**—સાબરમતીની પશ્ચિમે આવેલો ધોળકા તાલુકાનો નળ તળાવના કાંઠાપરનો ભાગ તેમાં બીડ બહુ થાય છે.

**મહીકાંઠો**—મહી નદીની આજુબાજુનો પ્રદેશ-જેને મેવાસ પણ કહે છે આ પ્રદેશમાં ડુંગરો અને જંગલો બહુ છે ને તેમાંથી પુષ્કળ ઇમારતી લાકડાં નિપજે છે.

રેવાકાંઠો—રેવા (નર્મદા) અને તાપી નદીની વચ્ચેનો ડુંગરી પ્રદેશ તેમાંથી પણ ઇમારતી લાકડાં બહુ નીકળે છે.

રણકાંઠો—કચ્છના રણનો કાંઠો વઢવાણનો ભોગાવો અને મચ્છુ નદીની વચ્ચેના ભાગને રણકાંઠો કહે છે આ વિભાગની જમીન રેતાળ અને ગોરાડુ છે. ખેતીની પેદાશમાં ફક્ત બાજરી થાય છે. ઉનાળામાં બહુ ગરમી પડે છે. રેતી ઉડે છે અને પાણીની તંગાશ પડે છે.

પાંચાળ—ચોટીલા પર્વતની આસપાસના ડુંગરી પ્રદેશને પાંચાળ કહે છે તેમાં ખેતી બહુ સારી થતી નથી પણ ઘાસ પુષ્કળ નીપજે છે પાંચાળનાં ગામડાં નાનાં અને ઉજડ છે. આ ભાગના ઘોડા બહુ વખણાય છે.

ભાલ—પાંચાળની પૂર્વે, શુક ભાદર અને કાળુભાર નદીની વચ્ચેના નીચા ને સપાટ સદેશને ભાલ કહે છે. આ ભાગમાં ચોમાસામાં પાણી ભરાઇ રહે છે તેથી ચોમાસુ પાક થોડો થાય છે. જ્યારે પાણી સુકાય છે ત્યારે તેમાં ઘઉંનું વાવેતર થાય છે. ઘઉં વાવ્યા પછી તેને પાણી પાવું પડતું નથી પણ પાક ઘણો સારો ઉતરે છે. બીજી વનસ્પતિની બહુ અછત છે.

## ગુજરાત પ્રાંતની રાજ્ય વ્યવસ્થા.

આપણા પ્રાંતમાં અંગ્રેજ સરકાર જુદાં જુદાં ખાતાં-ઓ મારફતે રાજ્ય ચલાવે છે. એ બધાં ખાતાંની દેખરેખ આપણા પ્રાંતના કમિશ્નર સાહેબ રાખે છે. અને દરેક ખાતાના સૌથી મોટા અંગ્રેજ અમલદારો ખાતાવાર જુદા જુદા હોય છે. તેમનો સંબંધ ઇલાકા સાથે બંધાયલો હોય છે.

(૧) કેળવણી ખાતું. (૨) રેવન્યુ ખાતું. (૩) ન્યાય ખાતું. (૪) મ્યુનિસિપાલ ખાતું. (૫) પોસ્ટ ખાતું. (તાર

ખાતાં સહીત ) (૬) સુખાકારી ખાતું. (૭) બાંધ કામ ખાતું. (૮) પોલિસ ખાતું. આ સિવાય પણ અનેક બીજાં ખાતાંઓ છે.

**કેળવણી ખાતું**—આ ખાતુ આખા પ્રાંતની નિશાળોની વ્યવસ્થાનું કામ કરે છે. આ ખાતામાં સૌથી ઉપરી ડિરેકટર સાહેબ કહેવાય છે તે ઇલાકામાં રહે છે. તેમના હાથ નીચે જુદા જુદા પ્રાંત વાર ઇન્સ્પેકટરો અને ઇન્સ્પેકટરોના હાથ નીચે જીલ્લાવાર ડેપ્યુટિ ઇન્સ્પેકટરો હોય છે. ડે. ઇ. ના તાબાના નિશાળના મહેતાજીઓ અને માસ્તરો હોય છે.

**રેવન્યુ ખાતું**—આ ખાતું કમિશ્નર સાહેબની ખાસ દેખરેખ નીચે છે. જમીનનું મહેસુલ ઉઘરાવવાનું કામ આ ખાતાથી થાય છે. કમિશ્નરના હાથ નીચે જીલ્લાવાર કલેકટર કલેકટરના હાથ નીચે ડેપ્યુટિ કલેકટર અને તાલુકાવાર મામલતદારો હોય છે. મામલતદારના હાથ નીચે ગામવાર તલાટી અને મુખી હોય છે.

**ન્યાય ખાતું**—ખુનના ભારે કેશ ને લેણદેણના દાવાના ચુકાદા તથા અપીલ આ ખાતામાં થાય છે. તેમાં દરેક તાલુકાવાર મુન્સફ ( સબજડજ ) તથા તેમનાં મદદગાર નાજર, કારકુનો ફી કારકુનો તથા બેલીફો, ને પટાવાળા, વીગેરે સોંપેલા હોય છે. મુન્સફના ઉપરી જીલ્લાના ડિસ્ટ્રકટ એન્ડ શેશન્સ જડજ કહેવાય છે મુન્સફોના કામ ઉપરની અપીલ તેઓ સાંભળે છે.

**મ્યુનિસિપલ ખાતું**—મોટાં શહેરોમાં રસ્તા સડકો બંધાવવા, છંટાવવા, રાત્રે દીવાબતી કરાવવી, શહેરની આરોગ્યતા જાળવવાના ઉપાયો યોજવા, પાણીના નળ, ગટર, ઇલેક્ટ્રીક વગેરે બાબતોનાં કામકાજ આ ખાતુ કરે છે.

**પોસ્ટ ખાતું**—કાગળો, બેંગીઓ તથા એક ગામથી બીજે ગામ પેસા વિગેરે લાવવા લઇ જવાનું અને સેવિંગ બેંકનું કામ આ ખાતું કરે છે. દરેક મોટા ગામ, કસ્બા, તાલુકા, અને શહેરોમાં પોસ્ટ ઓફિસ હોય છે. તેના ઉપરી પોસ્ટ માસ્તર કહેવાય છે. તેમનાપર તપાસ રાખનાર ઇન્સ્પેક્ટરો હોય છે, તેમના ઉપરીને પોસ્ટ માસ્તર જનરલ અને પ્રાંતના ઉપરીને પોસ્ટલ સુપ્રિન્ટેન્ડેન્ટ કહે છે. પોસ્ટ ઓફિસમાં તાર ખાતું પણ હોય છે તે સીવાય દરેક સ્ટેશનો પર ખાસ તારખાતું હોય છે.

**સુખાકારી ખાતું**—દરેક તાલુકામાં દવાખાનું હોય છે ત્યાં માંદાં માણસોને દવા કરે છે, તે દાક્તર કહેવાય છે. અને નાનાં બાળકોને બળીઆ કાઢવા માટે (વેકશીનેટર શીળી) દાક્તરો પણ રાખેલા હોય છે જીલ્લાના મુખ્ય શહેરમાં માંદાં માણસો સગવડતા સાથે રહી શકે તેને માટે એક મોટું દવાખાનું કાઢેલું હોય છે. તેના ગોરા દાક્તરને સિવિલ સર્જન કહે છે. તે તાલુકાનાં દવાખાનાઓ ઉપર દેખરેખ પણ રાખે છે.

**બાંધકામ ખાતું**—સરકારી મકાનો, ધર્મશાળાઓ, રસ્તાઓ, કુવા, તળાવ, પુલ વીગેરે બંધાવવાનું તથા સંભારવાનું કામ આ ખાતું કરે છે. તેમાં તાલુકાવાર ઓવરસીયર હોય છે અને તેમના પર જીલ્લાના ઇજનેર સાહેબ તપાસ રાખે છે.

**પોલિસ ખાતું**—ચોરી, લૂટ, ખૂન, મારા મારી, તિરસ્કાર, વિગેરે ગુન્હાઓ પકડવાનું અને પ્રાંતની સુલેહ સાચવવાનું કામ, આ ખાતું કરે છે. ગામડામાં પોલીસ પટેલ (મુખી) અને તાલુકામાં ફોજદાર હોય છે. તેના હાથ . જમાદાર, હવાલદાર, નાયક અને સીપાઇઓ મદદગાર

તરીકે હોય છે અને તેઓ પોલીસ કમિશ્નર સાહેબના તાબામાં હોય છે.

આ સિવાય કસ્ટમ ખાતું, જંગલ ખાતું, ઓપિયમ ખાતુ વીગેરે બીજાં ખાતાંઓ પણ છે. તે બધાં કમિશ્નર સાહેબની દેખરેખ નીચે હોય છે. દયાળુ સરકારે દેશની આબાદીની જાળવણી માટે જુદાં જુદાં ખાતાંઓથી કેવી શાણી રાજનીતિ દાખલ કરી છે? રાજા અને રંક શ્રીમંત અને ગરીબ બધાંને એક સરખી નજરથી નિહાળી રાજ ચલાવનાર સરકારનો આપણે અંતઃકરણ પૂર્વક આભાર માનવો જોઇએ.

## દેશી સંસ્થાનોની વર્ગવારી હકીકત.

| સંસ્થાનનું નામ. | અટક. | જાત. | વસ્તી. |
|---|---|---|---|
| વડોદરા | મહારાજા સાહેબ ગાયકવાડ | મરેઠા | ૧૯૫૩૬૮૨ |

### કાઠિયાવાડ.

### પહેલો વર્ગ.

| | | | |
|---|---|---|---|
| જુનાગઢ | નવાબ સાહેબ | બાબી મુસલમાન | ૩૯૫૪૨૮ |
| જવાનગર | જામ સાહેબ | જાડેજા રજપુત | ૩૩૬૧૧૯ |
| ભાવનગર | મહારાજા સાહેબ | ગોહિલ રજપુત | ૪૧૨૬૬૪ |
| ધ્રાંગધ્રા | રાજ સાહેબ | ઝાલા રજપુત | ૭૦૮૮૦ |
| મોરબી | ઠાકોર સાહેબ | જાડેજા રજપુત | ૮૭૩૫૩ |
| ગોંડળ | ઠાકોર સાહેબ | ” | ૧૬૧૯૦૪ |
| પોરબંદર | રાણા સાહેબ | જેઠવા રજપુત | ૮૨૬૪૦ |
| જાફરાબાદ | નવાબ સાહેબ | હબસી મુસલમાન | ૧૨૦૯૭ |

### બીજા વર્ગના.

| | | | | |
|---|---|---|---|---|
| વાંકાનેર | રાજા | સાહેબ | ઝાલા રજપુત | ૨૦૩૮૩ |
| પાલીતાણા | ઠાકોર | સાહેબ | ગોહિલ રજપુત | ૫૨૮૫૬ |
| ધ્રોળ | ઠાકોર | સાહેબ | જાડેજા રજપુત | ૨૧૯૦૭ |
| લીંબડી | ઠાકોર | સાહેબ | ઝાલા રજપુત | ૩૫૨૮૭ |
| રાજકોટ | ઠાકોર | સાહેબ | જાડેજા રજપુત | ૪૯૬૬૨ |
| વઢવાણ | ઠાકોર | સાહેબ | ઝાલા રજપુત | ૩૪૮૫૭ |

### ત્રીજો વર્ગ.

| | | | | |
|---|---|---|---|---|
| વળા | ઠાકોર | સાહેબ | ગોહેલ રજપુત | ૧૩૨૮૫ |
| લખતર | ઠાકોર | સાહેબ | ઝાલા રજપુત | ૧૫૦૧૪ |
| બાટવા | ખાન | સાહેબ | બાબી મુસલમાન | ૩૮૮૫૨ |
| જસદણ | દરબાર | સાહેબ | ખાચર કાઠી | ૨૫૭૨૭ |
| સાયલા | ઠાકોર | સાહેબ | ઝાલા રજપુત | ૧૧૬૬૧ |
| ચુડા | ઠાકોર | સાહેબ | ઝાલા રજપુત | ૧૨૦૦૫ |
| જેતપુર | દરબાર | સાહેબ | વાળાકાઠી | ૧૦૬૯૨૫ |

### ચોથો વર્ગ.

| | | | | |
|---|---|---|---|---|
| લાઠી | ઠાકોર | સાહેબ | ગોહિલ રજપુત | ૮૮૩૧ |
| મૂળી | ઠાકોર | સાહેબ | પરમાર રજપુત | ૧૫૨૩૬ |
| વીરપુર | ઠાકોર | સાહેબ | જાડેજા રજપુત | ૬૧૪૬ |
| બજાણા | મલેક | સાહેબ | મલેક મુસલમાન | ૧૦૨૭૯ |
| માળીઆ | ઠાકોર | સાહેબ | જાડેજા રજપુત | ૯૧૭૬ |
| કોટડા | સીંગાણી | સાહેબ | જાડેજા રજપુત | ૮૮૩૬ |
| પાટડી | દેશાઇ | સાહેબ | કડવા કણબી | ૨૧૯૦ |

## પાલનપુર એજંન્સી

### પહેલો વર્ગ.

| | | | | |
|---|---|---|---|---|
| પાલનપુર | નવાબ | સાહેબ | પઠાણ મુસલમાન | ૨૨૨૬૨૭ |
| રાધનપુર | નવાબ | સાહેબ | બાબી મુસલમાન | ૬૧૫૪૮ |

## મહીકાંઠા એજન્સી.

### પહેલો વર્ગ.

| | | | | |
|---|---|---|---|---|
| ઈડર | મહારાજા | રાઠોડ રજપુત | સાહેબ | ૧૬૮૫૫૭ |

### બીજો વર્ગ

| | | |
|---|---|---|
| પોળા | રાવ સાહેબ રાઠોડ રજપુત | ૩૮૫૫૯ |
| દાંતા | મહારાણા સાહેબ પરમાર રજપુત | ૧૫૨૬૬ |

### ત્રીજો વર્ગ.

| | | |
|---|---|---|
| માલપુર | રાવળજી સાહેબ રાઠોડ રજપુત | ૮૦૬૫ |
| માણસા | રાવળજી સાહેબ ચાવડા રજપુત૯૫ | ૨૦ |
| મોહનપુર | ઠાકોર સાહેબ રેવર રજપુત | ૧૦૦૪૦ |

### ચોથો વર્ગ,

| | | |
|---|---|---|
| પેથાપુર | ઠાકોર સાહેબ વાઘેલા રજપુત | ૬૦૭૫૩ |
| રણાસણ | ઠાકોર સાહેબ રેવર રજપુત | ૫૯૪૧ |
| ઘોડાસર | ઠાકોર સાહેબ ડાભી કોળી | ૬૨૧૯ |
| કટોસણ | ઠાકોર સાહેબ મકવાણા કોળી | ૧૭૭૪૦ |
| આમલીઆરા | ઠાકોર સાહેબ ચહુવાણ કોળી | ૭૨૭૭ |

## રેવાકાંઠા એજન્સિ.

### પહેલા વર્ગનું.

| | | |
|---|---|---|
| રાજપીપળા | મહારાણા ગોહિલ રજપુત | ૧૦૭૧૭૫ |

### બીજો વર્ગ.

| | | |
|---|---|---|
| છોટા ઉદેપુર | મહારાવળ ચહુઆણ રજપુત | ૬૪૬૨૧ |
| બારીઆ | ,, ,, | ૮૧૫૭૯ |
| લુણાવાડા | મહારાજા સોલંકી રજપુત | ૬૩૯૬૮ |
| વાડાસિનોર | નવાબ બાબી મુસલમાન | ૩૨૬૧૮ |
| સુંથ | મહારાણા પરમાર રજપુત | ૨૯૯૫૭ |

## સુરત એજન્સિ.

### પહેલો વર્ગ.

| | | |
|---|---|---|
| ધરમપુર | મહારાણા સીસોદીઆ રજપુત | ૧૦૦૪૫૩ |
| વાસદા | મહારાજા સોલંકી રજપુત | ૪૦૩૮૩ |

### બીજા વર્ગનું.

| | | |
|---|---|---|
| સચીન | નવાબ હબસી મુસલમાન | ૨૦૫૩૦ |

## ખંભાત સંસ્થાન

| | | |
|---|---|---|
| ખંભાત | નવાબ મોગલ મુસલમાન | ૭૫૨૨૫ |

## પ્રશ્નોત્તર માળા.

સ૦ વેપારનાં સાધન ગણાવો ?

જ૦ (૧) રેલ્વે માર્ગ (૨) પાકી ને કાચી સડકનો માર્ગ (૩) દરીઆ કે નદીનો માર્ગ (૪) પોસ્ટ (૫) તાર.

સ૦ ગુજરાતમાં કઇ કઇ મોટી રેલવે છે ?

જ૦ (૧) બી. બી એન્ડ સી. આઇ રેલવે. (૨) રજપુતાના માળવા રેલવે (૩) ભાવનગર ગોંડળ રેલવે.

સ૦ બીજી નાની રેલવે ગણાવો ?

જ૦ ટાપટી વેલી, રાજપીપળા સ્ટેટ રેલવે, ડભોઇ રેલવે, આનંદ ખંભાત રેલવે, આનંદ ગોધરા રેલવે, વડોદરા ગોધરા રેલવે, ગોધરા રતલામ રેલવે, અમદાવાદ પ્રાંતીજ રેલવે, અમદાવાદ ધોળકા રેલવે વીગેરે.

સ૦ ગુજરાતમાં આવેલાં મુખ્ય જંકશન ગણાવો ?

જ૦ સુરત, અંકલેશ્વર, વડોદરા, આણંદ, અમદાવાદ, મેસાણા, પાલણપુર, વીરમગામ.

સ૦ કાઠીઆવાડમાં આવેલી મુખ્ય રેલવે ગણાવો ?

જ૦ (૧) ભાવનગર ગોંડળ જુનાગઢ પોરબંદર રેલવે. (૨) મોરબી રેલવે. (૩) રાજકોટ જામનગર રેલવે. (૪) બી. બી. એન્ડ સી. આઇ. રેલવે.

સ૦ કાઠીઆવાડમાં આવેલાં મુખ્ય જંકશન ગણાવો ?

જ૦ વઢવાણ ધોળા, ભાવનગર, જેતલસર, રાજકોટ, વાંકાનેર.

સ૦ ગુજરાતમાં આવેલાં મુખ્ય બંદરો અનુક્રમે ગણાવો ?

જ૦ વલસાડ, સુરત, ભરૂચ, ખંભાત, ભાવનગર, ઘોઘા, જાફરાબાદ, દીવ, વરાવળ, માંગરોલ, નવીબંદર, પોરબંદર દ્વારકા, નવાનગર.

સ૦ ગુજરાતમાં વસ્તી કેટલી છે ? કયા લોકની છે ? ને તે શા પ્રમાણમાં છે ?

જ૦ બાણું લાખ માણસની, તેમાં પોણા ભાગ કરતાં વધારે હિંદુ. એટલે લગભગ ૬૪ લાખ હિંદુ. ૧૭ લાખ

મુસલમાન. ૩ લાખ જૈન બાકીની પારસી ને ખ્રિસ્તીની છે.
હજાર પારસી.

સ૦ ગુજરાતમાં ચાલતા મુખ્ય ધર્મો ગણાવો ?
જ૦ હિંદુ, મુસલમાની, જૈન, પારસી, ને ખ્રિસ્તી ધર્મ.
સ૦ ગુજરાતમાંથી કયો કયો માલ બહારગામ જાય છે ?
જ૦ સુતર, સુતરાઉ ને રેશમી કાપડ, કીનખાબ, તેલી બીઆં ને અનાજ.
સ૦ ગુજરાતમાં કયો કયો માલ આવે છે ?
જ૦ સોનું, રૂપું, લોઢાનો સામાન. સાંચાકામ, વિલાયતી કાપડ, ખાંડ, કાલ, કેરોસીન, રંગ, દવાદારૂ, કોયલા ને ફરનીચર.
સ૦ ગુજરાતમાં આવેલાં રૂનાં મથક ગણાવો ?
જ૦ સુરત, ભરૂચ, વીરમગામ, ધોલેરા, ભાવનગર, રાધનપુર.
સ૦ ગુજરાતનાં લશ્કરની છાવણી ક્યાં ક્યાં છે ?
જ૦ વડોદરા, અમદાવાદ, ડીસા, વઢવાણ, ને રાજકોટ.
સ૦ ગુજરાતમાં ઉના પાણીના કુંડ ક્યાં છે ?
જ૦ દેવકીઉનાઇ, તુવા, લસુંદ્રા, ગીરપર્વત મધ્યે તુળશીશ્યામ
સ૦ ગુજરાતમાં મોટામાં મોટું દેશી રાજ્ય કયું છે ?
જ૦ ગાયકવાડ સરકારનું છે.
સ૦ તમારા તાલુકાના મુખ્ય અમલદારો ગણાવો ?
જ૦ મામલદાર, મુન્સફ. પોલીસ સબ ઇન્સપેક્ટર, હોસ્પિટાલ આસિસ્ટંટ, ઓવરસિયર, આસિસ્ટંટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સપેક્ટર.
સ૦ ગુજરાતની છેક દક્ષિણમાં જે જીલ્લો છે તેની જમીન તથા હવા વિષે શું જાણો છો ?
જ૦ સુરત જીલ્લાની જમીન રસાળ છે. હવા તંદુરસ્ત છે.
સ૦ સુરત જીલ્લામાં મોટી નદી કઇ છે ?
જ૦ તાપી.
સ૦ સુરત જીલ્લાના કલેકટર સાહેબના તાબામાં જે એજન્સિ છે તેમાં ક્યાં ક્યાં સંસ્થાનો છે ?
જ૦ સુરત એજન્સિમાં. (૧) સચીન. (૨) વાંસદા. (૩) ધરમપુર ને (૪) ડાંગ.

સ૦ સ્વામીનારાયણનો ધર્મ ફક્ત ક્યાં ચાલે છે. ? તથા એનું જાત્રાનું મુખ્ય સ્થળ કયું ?
જ૦ ગુજરાતમાં, વડતાલ.
સ૦ પારસીઓનું જાત્રાનું સ્થળ કયું ?
જ૦ ઉદવાડા. ( સુરત જીલ્લાના પારડી તાલુકામાં )
સ૦ શ્રાવક લોકોના જાત્રાનાં ઠેકાણાં ક્યાં ?
જ૦ આબુ, ગિરનાર, શેત્રુંજો ને પાલીતાણા, ભેંયણી.
સ૦ હિંદુઓનાં મુખ્ય જાત્રાનાં ઠેકાણાં ગણાવો ?
જ૦ અંબાજી, પાવાગઢ, ડાકોર, સિદ્ધપુર, ચાંદોદ, દ્વારકા, બહુચરાજી, બહુધાન, શુકલતીર્થ.
સ૦ ગુજરાતના લોકોનો મુખ્ય ધંધો કયો છે ?
જ૦ ખેતીનો.
સ૦ ખેતી સિવાય બીજા કયા કયા ધંધા કરે છે ?
જ૦ મજુરીનો, કારીગરીનો, ખલાસીનો, વેપારનો, ખાનગી ને સરકારી નોકરીનો.
સ૦ ગુજરાતમાં કયા કયા ઉદ્યોગ ચાલે છે.
જ૦ કાપડ વણવાનો, કપાસ લોઢવાનો, તલ દીવેલ પીલવાનો, ડાંગર ખાંડવાનો, અનાજ દળવાનો ને લાકડાં વહેરવાનો.
સ૦ હાથની કારીગરીનો ઉદ્યોગ ગણાવો ?
જ૦ કસબ, રેશમ ને સુતર વણવાનો, લોઢા ને માટીનો સામાન બનાવવાનો, હાથી દાંત ને સુખડનાં કોતર કામનો
સ૦ અમદાવાદમાં કયા કયા ઉદ્યોગ ચાલે છે ?
જ૦ સુતરાઉ, રેશમી ને કસબી કાપડ વણવાનો.
સ૦ ગુજરાત પ્રાંતની ખેતીની પેદાશ ગણાવો ?
જ૦ ઘઉં, બાજરી, કપાસ, ડાંગર, જુવાર, તેલ બીઆં ને કઠોળ.
સ૦ કપાસ ક્યાં ઘણો થાય છે.
જ૦ નર્મદાના મુલકમાં તથા કાઠિઆવાડમાં.
સ૦ ઘઉં ક્યાં ક્યા થાય છે ?
જ૦ નર્મદાના મુલકમાં તથા ભાલમાં.
સ૦ ભરૂચ જીલ્લામાં મોટી નદી કઈ છે.
જ૦ નર્મદા (રેવા) ?

જ૦ ભરૂચ જીલ્લો કયા પાકને માટે વખણાય છે ને તે પાક કયા ભાગમાં થાય છે?

જ૦ કપાસ. ભરૂચ જીલ્લાના પૂર્વ ભાગમાં (કાનમમાં)

સ૦ ખેડા જીલ્લો કયા પાકને માટે વખણાય છે.

જ૦ તમાકુ

સ૦ ખેડા જીલ્લાનો કયો ભાગ વધારે રસાલ છે. જ. મધ્ય ભાગ (ચરોતર.)

સ૦ ખેડા જીલ્લાના કલેકટરના તાબામાં કયું સંસ્થાન છે અને તેમા કોનું રાજ્ય છે?

જ૦ ખંભાત મુસલમાનનુ.

સ૦ ગુજરાતની છેક પૂર્વમાં કયો જીલ્લો છે?

જ૦ પંચમહાલ.

સ૦ પંચમહાલ નામ શાથી પડયું?

જ૦ ગોધરા, કાલોલ, હાલોલ, દાહોદને ઝાલોદ એ પાંચ મહાલ આવેલા છે તે પરથી.

સ૦ પંચમહાલ જીલ્લાના તાલુકા ગણાવો?

જ૦ ગોધરા, દાહોદ, ને કાલોલ એ ત્રણ તાલુકા તથા હાલોલ ને ઝાલોદ એ બે પેટા મહાલ છે.

સ૦ અમદાવાદ જીલ્લામાં મોટી નદી કઈ છે?

જ૦ સાબરમતી.

સ૦ અમદાવાદ જીલ્લાના કયા કયા તાલુકાની હવા ચોમાસામાં બગડે છે?

જ૦ વીરમગામ ને ધોળકા તાલુકાની,

સ૦ ગુજરાતની ઇશાનમાં કઇ એજન્સિ આવેલી છે?

જ૦ મહીકાંઠા.

સ૦ ગુજરાતની પશ્ચિમમાં કઇ એજન્સિ આવી?

જ૦ કાઠિઆવાડ.

સ૦ કાઠીઆવાડના એજંટ ટુ ધ ગવર્નર સાહેબના હાથ નીચે કેટલા પોલિટિકલએજંટો છે? અને તેમનો મુકામ કયાં છે?

જ૦ ચાર. ૧ ઝાલાવાડ, વઢવાણ. ૨ ગોહીલવાડ, સોનગઢ. ૩ સોરઠ. જેતલસર. ૪ હાલાર રાજકોટ.